૧૮૩૧

# ચિત્રસેન ગંધર્વ નાટક.

(ગાયનયુક્ત)

નાટક ઉત્તેજક મંડળીના ખાસ
ઉપયોગ સારૂ

રચનાર


સોરાબ બાપૂજી ત્રિલોકેકર,
(હાયકોર્ટના ટ્રાન્સલેટર તથા ઇન્ટરપ્રિટર.)



છપાવી પ્રસિદ્ધ કરનાર,
નાટક ઉત્તેજક મંડળીના માલિકો.

પ્રત ૧,૦૦૦

મુંબઈ:
ઇન્ડિઅન્ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો છે.
સંવત ૧૯૩૮–શને ૧૮૮૨.

કિમ્મત આઠ આના.

# પ્રસ્તાવના.

આકાશના દેવતા રાજા ઇંદ્રના આશ્રયતળેનો ગંધર્વપુરીનો રાજા ગંધર્વ ચિત્રસેન ઘણો ઉન્મત્ત થઇ પોતાની સ્ત્રી તથા સાથીસહ આકાશમાંથી દરરાત્રે પૃથ્વીઉપર ઋષીઓના તપોવનમાં જલક્રીડા તથા બીજા નાના પ્રકારના વિલાસ કરવા આવી બેદરકારીથી ઋષીઓને ઘણો ત્રાસ આપતો હતો તથા તેમનો બહુ અનાદર કરતો હતો. એક દિવસે પ્રભાતકાળે ચિત્રસેન પોતાની સ્ત્રીસાથે વિમાનમાં બેસી આકાશમાં જતો હતો. તે વેળાએ તેના મ્હોડામાં મૃત્યુલોકની વસ્તુ પાનસોપારી હોવાથી તેનું વિમાન અટકી પડ્યું. પોતાની સ્ત્રી વિલાસવતીના કેહેવાથી, નિચે કોઇ છે કે નહિ એ વિષે તપાસ કર્યા વિના તેણે મ્હોડામાંથી ઉચ્છિષ્ટ તામ્બૂલ નિચે નાખી દિધું. તે વિશ્વામિત્રના શિષ્ય ગાલ્વ ઋષિ જે પોતાની અંજલીમાં પાણી લઈ સૂર્યને અર્ઘ્ય આપવાની ધર્મક્રિયા કરતો નદીના પાણીમાં ઉભો હતો તેની અંજલીમાં તે પડવાથી તથા તેણે કરેલી ફરિયાદ ઉપરથી તથા નારદમુનીના ઉસકેરણીથી, શ્રીકૃષ્ણભગવાને ચિત્રસેનના આગલા બીજા સર્વ અપરાધ ધ્યાનમાં આણી તથા તેને તેડું મોકલ્યા છતાં તે નહિ આવ્યાથી તેને દેહાંતદંડ કરવા વિષે પ્રતિજ્ઞા કરી. એ વાત નારદે ચિત્રસેનને કહી. નારદના કહ્યાઉપરથી ચિત્રસેન ઇંદ્રની સાહાય્ય માગવા ગયો. ઇંદ્ર તેને સાહાય્ય કરી નહિં. ને તેણે તેને સ્વર્ગ છોડી જવા આજ્ઞા કરી. એવી રીતે પદભ્રષ્ટ થવાથી સ્વર્ગની સર્વ શકિત નાશ પામેલો ચિત્રસેન નિરૂપાયથી પોતાની સ્ત્રી તથા પુત્ર સાથે પૃથ્વીપરના કોઇ રાજાની સાહાય્ય લેવા આવ્યો. ઘોર અરણ્યમાં તથા બીજે ઠેકાણે તેને તથા તેના સ્ત્રીપુત્રને ઘણાં દુઃખ ખમવા પડ્યાં. અંતે ભગવાનની બેહેન સુભદ્રા તથા તેણીના વર ભગવાનના પરમ મિત્ર તથા હસ્તનાપુરના પાંડવ રાજા ધર્મનો ભાઇ અર્જુન એમણે તેને નારદમુનીનાં કાવતરાંથી બચાવવા વિષે વચન આપ્યું. પછી ભગવાનની સાથે અર્જુનનું મોટું યુદ્ધ થયું. તે સમયે નારદના કપટથી મહાદેવ તથા બ્રહ્મદેવ રણભૂમીપર પ્રગટ થવાથી યુદ્ધની સમાધાની થઈ, ને ચિત્રસેનનો પ્રાણ બચ્યો.

આ નાટકમાં, ગાલ્વ ઋષીની શાન્તતા, નારદમુનીની કલહવિદ્યા, ભગવાનનો ભકતવત્સલતા, સુભદ્રા તથા અર્જુનના વચનની સત્યતા પાળવા વિષેની દઢતા, તથા ચિત્રસેનની વિશેષભકિત તથા વિપત્તીમાં તેના સુવિચાર, ધૈર્ય તથા સદાચરણ તથા વિલાસવતીનું પતિવ્રતાપણું જાળવવા સંબંધી સાહસકર્મ તથા તેના પુત્રનું ઉદારપણું; આ સર્વે મનોભાવ મારી અલ્પ શકિત પ્રમાણે પ્રદર્શિત કર્યાં છે. તે વાંચવાથી તથા તેનો પ્રયોગ રંગભૂમીઉપર થયેલો જોવાથી મારા પ્રિય દેશબાંધવના મનઉપર તેની સારી અસર થશે એવી હું આશા રાખું છું.

આ નાટકના કામમાં મારા મિત્ર ભાઈ ફરામજી ગુસ્તાદજી દલાલ નાટક ઉત્તેજક મંડળીના એક માલિક એમણે મને ઘણી સહિાય્ય આપી છે તેથી હું તેમનો બહુ ઉપકાર માનુંછું.

સોકર બાપુજી ત્રિલોકેકર.

## શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭ | ૯ | સહેલીઓ | સાહેલીઓ. |
| ૧૫ | ૯ | શ્રીમદ્ | શ્રીમદ. |
| ૩૭ | ૧૦-૧૨ | ખુલીરીતે | ખુલ્લીરીતે. |
| ૩૯ | ૨૬ | ભેટ | ભેટો. |
| ૪૭ | ૫ | શિરચ્છેદ | પ્રાણાંત. |
| ૫૯ | ૧૩ | હાતમાથી | હાથમાંથી. |

---

(અંક ૩ જાના પ્રવેશ ૧ લાની શરૂવાતમાં જે ગાવાનું ગાયન તે)

**મરશયા.**

(રાગ ગૌરી)

સુખચંદ્ર તે મારો હો ગયો દુર્ભાગ્યે અસ્તે રે,
વિના વાંકે પ્રાણ લીધો બેઈનસાફ રે-સુખ૦-ટેક.
જો રીસ છે કુદરતી એ કોને કહું ગમ,
નિશ્ચયે જીવ ગયો દેહે રેહે જો દમ-સુખ૦-૧.

## નાટકપાત્ર.

| | |
|---|---|
| **શ્રીકૃષ્ણ ભગવાન-** | ત્રિમૂર્ત્તીમાંના શ્રીવિષ્ણૂના પૂર્ણ અવતાર તથા દ્વારકાના રાજા. |
| **રૂખ્મિણી તથા સત્યભામા-** | ભગવાનની સ્ત્રીઓ. |
| **અક્રૂર તથા ઉદ્ધવ-** | ભગવાનના ભકત. |
| **બલરામ-** | ભગવાનનો ભાઈ. |
| **નારદ-** | બ્રમ્હદેવનો પુત્ર. |
| **ગાલ્વઋષિ-** | એક ઋષિ. વિશ્વામિત્રનો શિષ્ય. |
| **ગાર્ગમુની-** | એક ઋષિ. ભગવાનનો જયોતિષિ. |
| **ચિત્રસેન-** | ગંધર્વ પુરીનો રાજા. ઈંદ્રનો ગંધર્વ. |
| **વિલાસવતિ-** | તેની સ્ત્રી. |
| **ચંદ્રકાંત-** | તેનો પુત્ર. |
| **ઇંદ્ર-** | ગગન મંડલનો રાજા. |
| **યમ, વરૂણ તથા અગ્નિ-** | આકાશના દેવતાઓ. |
| **મેનિકા, ઉર્વશી તથા રંભા-** | ઇંદ્રની અપ્સરાઓ. |
| **મૈત્રેય-** | ઇંદ્રનો મિત્ર. |
| **હંસધ્વજ-** | દક્ષણ દેશનો રાજા. |
| **મદનમંજરી-** | તેની સ્ત્રી. |
| **સુંદરિકા તથા મદનિકા-** | તેની પુત્રી. |
| **અર્જુન-** | ભગવાનનો ભકત તથા હસ્તનાપુરના ધર્મ-રાજાનો ભાઈ. |
| **સુભદ્રા-** | તેની સ્ત્રી તથા ભગવાનની બહેન. |
| **કુન્તિ-** | અર્જુનની માતા. |
| **મહાદેવ તથા બ્રહ્મદેવ-** | ત્રિમૂર્ત્તીમાંના બે દેવતાઓ. |

વિદુષક, શિષ્ય, સાહેલીઓ, ઋષિકન્યાઓ, પ્રતિહાર, પ્રતિહારી, કલાવંતિઓ, રાક્ષસો, રાક્ષસી વણજારો, ચંડાળો, ગંગાપુજારી, વૈદ્ય, શિષ્ય, સેવક, દાસ, દાસી, ઈત્યાદિ.

# ચિત્રસેન ગંધર્વ નાટક.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થલ—ગાલ્વ ઋષીનો આશ્રમ.

પાત્ર—ગાલ્વઋષિ તથા તેના શિષ્ય તથા લાડુભટ.

(ગાલ્વઋષિ સર્વ શિષ્યસહવર્તમાન પ્રભાતકાળે પ્રાતઃસ્મરણ કરવા બેઠાછે.)

**સર્વ**—

**ગાયન.**

(રાગ રામકલી "ઉઠ પ્રભાત સુમર"—એ રાહ.)

ઉઠો પ્રભાતસ્મરણ કરો, પ્રભુગુણગીત ગાવો,
તન મન ધન અર્પણ કરી, શરણ પ્રભુને જાવો—ઉઠો—ટેક.
વિત્ત જોઇતું નથી પ્રભુને, ચિત્ત તમે દેવો,
ધરો ભક્તિ પામો મુક્તિ, સમજ જરા લેવો—ઉઠો—૧
કામ, ક્રોધ, મદ, મત્સર, લોભ, મોહ છોડો,
ભજન પુજન અર્ચન કરી, પાપમુક્ત થાવો—ઉઠો—૨
ત્વરા કરી ભવ ઉતરી જન્મ સફલ કરજો,
અચલ વિમલ ઇશ્વરસુખલાભ ત્વરિત લેવો—ઉઠો—૩

**૧ લો શિષ્ય**—ગુરૂરાજ, હમણા ગવાયલા ગાયનમાંની શિખામણ ખરેખર અક્ષરેઅક્ષર સત્ય છે.

**લાડુભટ**—શું સત્ય છે! તારૂં કપાળ! મારેતો આજે ઘેર જઉં છે. મારા મનમાં નાનાપ્રકારના વિપરિત વિચાર ઉત્પન્ન થાયછે ને તે કામ, ક્રોધ, લોભ મોહ, મદ તથા મત્સર કે જે માણુસના છ કટ્ટા વેરી કેહેવાય છે તેના દૃઢ પાશમાં બંધાઈ જાય છે માટે હુંતો મારે ઘેર જઇશ. પ્રણામ કરૂં છું.

**ગાલ્વ**— અહાહા! અરે ગાંડા, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી જેઓ વાનપ્રસ્થાશ્રમ સ્વીકારીને અરણ્યમાં આવી વાસ કરેછે તથા યજ્ઞયાગાદિ કર્મ આચરવામાં સદા નિમગ્ન રેહે છે તેમના ઉપર કામક્રોધાદિ બલવાન શત્રૂનું કંઈ બલ ચાલતું નથી.

**૨ જો શિષ્ય**— ખરૂં કહો છો મહારાજ. ગૃહસ્થાશ્રમ અતિશય દુઃખકારી છે. પણ લાડુભટ જેવા અવિચારી મનુષ્ય તેને બહુ સુખકારક માની તેથી ઠગાયછે.

**લાડુભટ**— પણ સંસાર છોડી ઉજ્જડ વગડે આવી તપ કરવામાં મારૂં શું વળે?

**ગાલ્વ**— સાંભળ, સાંભળ.—

## દોહરો.

સર્વ મોહ સંસાર છે, માયાજાલ વિશાલ,
કાન્તાકાંચનપ્રેમવડે આવી પડે જંજાળ.

**લાડુભટ**— એમ નહિં. એમ હોય નહિં. ઘી, તલ, ને લાકડા બાળ્યાંથી તથા ગુફામાં તપ કરવાથી ઈશ્વરપ્રાપ્તિ થતી નથી. યજ્ઞયાગ કરી કોઈ પણ મનુષ્ય મુક્તિ પામ્યું નથી પણ સંસારમાં રહી જીવને કષ્ટ દિધાવિના પરમેશ્વરનું ભજન તથા દાનધર્મ કરી સહસ્રાવધિ પ્રાણિઓ મુક્ત થયાં છે માટે ગૃહસ્થાશ્રમ વધારે સ્વીકારવાજોગ છે.

**૨ જો શિષ્ય**— ત્યારે શું તું એમ કેહેવા માગે છે કે અમારા વાનપ્રસ્થાશ્રમમાં અતીથઅભ્યાગતની આગતાસ્વાગતા થતી નથી?

**લાડુભટ**— હા હા ને સાત વાર હા. અરે, તમો પોતેજ ભુખે મરો તો અતિથીને તો શી રીતે ખવાડો? ને વળી એવો તો તે મૂર્ખ કોણ હશે કે તમો જેવા એકાંતમાં આવી રેહેનારાઓને ત્યાં આશ્રય માગવા આવી મરે? ને કદાચ કોઈ આવે તો.—

## દોહરો.

સુક્કાને ભુખ્યો મળે, છુટે મોહોથી લાળ,
લેવું દેવું જાણે નહિં, બોલે જય ગોપાળ.

માટે મારાથી તો કંદમૂળ ખાઈ તથા અપવાસ કરી અહિં નહિં રેહેવાય ને નાક પકડી ગૌમુખીમાં હાથ ઘાલી નહિં બેસાય! આ શિયાળાના દાહાડામાં એક બે મણ ઘી ને બે ત્રણ મણ ખાંડ ને ત્રણ ચાર મણ બત્તીસાના લાડવા પેટમાં નહિં જાય તો પછી સર્વે અટકીજ પડે તો!

**ગાલ્વ**–અરે, એ જંગલમાં એવું ગળ્યું ગળ્યું ખાવા ક્યાંથી મળે? અહિં તો કંદમૂળ ને ભાજીશાક મળશે.

**લાડુભટ**–અરે, કંદમૂળથી તો મારા પેટમાં કુતરા દોડે! એ સુક્કા મિષ્ટાન્નો તમો જોગીઓનેજ મુબારક રેહે. તેતો તમેજ ખડાવો. (સ્વગત) હાય હાય! ક્યાંથી મારા ભોગ જાગ્યા કે ઝાડના જડ, ખાતરાં તથા લાકડા ચાવી જીવનારા તથા મોતના ફાંફાં મારનારા એ જંગલી જાનવરોને ત્યાં આવી પડ્યો! હાય! હાય!

**૨ જો શિષ્ય**–અરે, તું નિરાશ નહિં થા. ગુરૂરાજના તપોબલથી અહિં કશી પ્રકારની કમી નથી. પણ હાલ સ્નાનવિધિ કરવા નદીકિનારે ચાલ પછી તને ગમે તેવું પંચ પકવાનનું ભોજન જમાડું.

**લાડુભટ**–પણ તાહાડા પાણીથી નાહ્યા પછી જીવતો રહ્યું ત્યારે ભોજન આરોગું કે ની? હું તો નાહાતા નાહાતાજ તાહાડો પડી જઉં. મહારાજ, હું તો દરરોજ ગરમ પાણીથી નાહાનારો, ગરમાગરમ ખાનારો, ને ગરમાગરમ ને નરમ નરમ બીછાને સુનારો, તમો જેવા સુક્કા લાકડાં તાહાડ ખમી શકો. મારાથી તો નહિં ખમાય. હું તો ભાઈ તમારી સાથે નહિં આવું.

**૧ લો શિષ્ય**–હે બ્રાહ્મણ સાંભળ. તાહાડા પાણીમાં દરરોજ નાહાવા થકી અંગમાં ગરમી સમતોલ થવાથી બલની વૃદ્ધિ થાય છે.

**લાડુભટ**–(હસીને) જુવોની એ ડાહ્યા દોરાની વિચિત્ર બુદ્ધિ! તાહાડા પાણીમાં પણ ગરમી છે એમ કેહે છે. અરે, તેમાં જો ઉષ્ણતા હોત તો તમો મુવા પછી તમ લોકોને બાળવાને લાકડાનો ખપ નહિં પડત પણ તમને પાણીમાંજ ફુંબાડી દેત!

**ગાલ્વ**–સૃષ્ટિમાહેલા સર્વે પદાર્થોમાં અગ્નિ વસે છે. જેને અંતરાગ્નિ કેહે છે.

**૨ જો શિષ્ય**–અરે, જવા દો, એની સાથે માથાફોડ શી કરવી! રસાયણશાસ્ત્રની વિદ્યા એ મૂર્ખ શું સમજે. (લાડુભટને) કયમ રે, તું નાહાવા આવે છે કે નહિં? બોલ ઝટ. આ અમેતો ચાલ્યા. મર ભુખે.

**લાડુભટ**–ચાલો ભાઈ શું કરીએ. મિષ્ટાન્નના ભોજનની આશાથી આજે તાહાડા પાણીથી નાહાઊં તો ખરો. પછી જે બનવાનું હશે તે બનશે. (શિષ્યને) અરે, પણ ભોજન તો ખવાડશોની! હું તો બહુ દાહાડાનો ભુખ્યો છું.

**ગાલ્વ**–ચાલ, તો ખરો, તને સારીપેઠે જમાડું.

( નદી કિનારે જાય છે. ત્યાં નાહ્યા પછી સ્નાનસંધ્યા કરવા બેસેછે. એવામાં ચિત્રસેન ગંધર્વ પોતાની સ્ત્રી વિલાસવતિ સાથે વિમાનમાં અધર આવેછે. )

**ચિત્રસેન** તથા **વિલાસવતિ**–

## ઠુમરી.

(રાગ મલ્હાર "આઇ બદરીઆ સામનકી" એ રાહ.)

ખચિત સુખદ ગઈ છે રજની,
અરૂણપ્રભે વિલસે અવની—ખચિત૦–ટેક.
શીતલ વાયુ વહે શ્રમ હરવા,
પક્ષી ઊડે નિજ ભક્ષ્ય ધુંડવા,
ભ્રમર તજે પ્રિયદા નલિની—ખચિત૦–૧
મંદ સુગંધ વડે મન હરખે,
ચંદ્ર કુમુદની ઝુએ ઊદકે,
ઊદયનગે ઝળકે તરણી——ખચિત૦–૨

**ચિત્રસેન**– આહાહા ! સાગરથી વિંટાએલા પૃથ્વીનો આ ગોળો પ્રભાતસમયે કેટલો સુંદર ને રમણીય દેખાય છે ! પ્રિયા, જો તે ધવળાગિરિ. ઉગતા સૂર્યના કુમળા કીરણથી કેટલો તેજસ્વી જોવામાં આવે છે ! ને તેમાંથી નિકળતી નદીઓના પ્રવાહ ચાંદીના વેહતા બારીક ઝરા સરખા કેવા ચકચકીત દિસે છે ! તેજપ્રમાણે ઝાડપાનથી હરિઆળી પામેલો પૃથ્વીનો આ પ્રદેશ, જાણે પરમેશ્વરે તેના ઉપર લીલા રંગનો સુંદર મખમલી ગાલીચો પાથરીઓ હોય એમ લાગે છે. ખરેખર, આ દેખાવ મનને અતિશય આનંદ પમાડનારો છે.

**વિલાસવતિ**– પ્રાણનાથ, પશ્ચિમ સમુદ્રમાં પેલું, તરતું, પીલુંપીલું, ઝળકતું શું વારૂ દેખાય છે ?

**ચિત્રસેન**– પ્રિયા, તે શ્રીકૃષ્ણ ભગવાનની સુવર્ણની દ્વારકાનગરી કે જેને ભૂવૈકુંઠ કરી કેહે છે તે પુણ્યભૂમિ છે. વંદન કર.

( વિલાસવતિ તથા ચિત્રસેન વંદન કરેછે.)

**વિલાસવતિ**– અરે, પણ તેવુંજ કંઇ દક્ષિણ સાગરમાં પણ દેખાય છે !

**ચિત્રસેન**– તે તો શ્રીરઘુનંદન રામરાજાએ રાવણના ભાઈ બિભીષણને ભેટ કરેલી રાવણની સુવર્ણમય લંકા છે. પ્રિયા, પણ આપણું વિમાન સ્થિર થઇ ઝોકા કયમ ખાયા કરે છે વારૂ ? ઉપર કયમ જતું નથી ?

**વિલાસવતિ**– એનું કારણ શું હશે વારૂ ? કાંઇ સમજાતું નથી. ( વિચાર

કરીને) હં હં, જાણ્યું જાણ્યું પ્રાણનાથ. ગઇ રાત્રે આપણે પૃથ્વી ઉપર આનંદ ઉત્પન્ન કરનારા વનમાં જલક્રીડા કરવા ઉતર્યા હતાં ત્યાં આપે ખાધેલું તામ્બૂલ આપના મોહોમાં હજી છે તેથી આપણું વિમાન અટકી ગયું છે. તે મૃત્યુલોકની વસ્તુ નિચે નાખી દેશો તો વિમાન ઝટ ઉડી જશે એમ મને ભાસે છે.

**ચિત્રસેન**– મને કાંઇ સુઝતુ નહિં હતું. પણ તે ઠીક તર્ક કર્યો. આ જો તામ્બૂલ થુકી નાખું છું.

(તામ્બૂલ થુકી નાખે છે. તે સૂર્યને અંજુલીમાં પાણી લઇ અર્ઘ્ય આપવા બેસેલા ગાલ્વ ઋષીની અંજુલીમાં પડે છે. ચિત્રસેન વિલાસવતિસહ વિમાનમાં જાયછે.)

**ગાલ્વ**– અરે, મારી અંજુલીમાં ઉપરથી શું પડ્યું? અંજુલીમાંનું પાણી લાલ ચટક થઇ ગયું છે.

(સર્વે ઉપરં જોયા કરેછે.)

**લાડુભટ**– ગુરુરાજ, અહિં આવો, અહિં આવો. મને જોવા દો (જોઇને) અરરરરરરર, આકાશમાં ઉડનારા કોઇ પક્ષીએ છેર નાખ્યું હોય એવું મને દેખાય છે. છીઃ છીઃ છીઃ છીઃ છીઃ છીઃ—

**૧ લો શિષ્ય**– અરે, પક્ષી કાંઇ લાલ રંગનું છેર નાખતાં હશે કે?

**લાડુભટ**– શા માટે નહિં? લાલ મરચાં ખાતા હોય તો લાલ છેર કાંએ નહિં નાખે?

**ગાલ્વ**– અરે, નહિં, એમ નહિં. મેં જાણ્યું. મારા તપોબલથી મેં જાણ્યું કે ચિત્રસેન ગંધર્વે આ બધી મુરખાઇ કરી છે.

**૧ લો શિષ્ય**– ત્યારે તો એને શાપ દઇ ભસ્મ કરી નાખવો ઘટે છે.

**ગાલ્વ**– (વિચાર કરીને) પણ એમાં એનો કાંઇ દોષ છે એમ મને લાગતું નથી. ખચિત, એનાથી એ કામ અજાણે થઇ ગયું છે. મોંહોમાંથી એણે નાખેલું તામ્બૂલ અચિંતુ મારી અંજુલીમાં પડ્યું છે માટે એને શાપ દેવો ઘટે નહિં.

**લાડુભટ**– શું નહિં ઘટે! અરે, એ જો મારા અંગ ઉપર થુકત તો એની ગરદન એમ પકડી એમ પિળી નાખત.

(૧ લા શિષ્યની ગરદન પિળે છે.)

**૧ લો શિષ્ય**– અરેરેરે– આ શું કરેછે?

**લાડુભટ**– ચુપ! બોલ નહિં. એતો તને દેખાડું છું કે હું કેવી રીતે તેની ગરદન પિળત તે.

**૨ જો શિષ્ય–** અરે, તારે તો મશ્કરી થાય છે પણ એનો તો જીવ જાય છે ની!

**લાડુભટ–** છો જાય. તેમાં મારે શું સ્નાન સૂતક!

(ગરદન છોડે છે.)

પણ આપ મુગા ક્યમ બેઠા છો? કામથી અંધ થયેલા તથા વારે ઘડી પૃથ્વી ઉપર આવી ઋષીઓને ત્રાસ આપનારા ચિત્રસેન ગંધર્વને પોતાના તપનું પરાક્રમ ક્યમ દેખાડતા નથી?

**ગાલ્વ–** અરે, આ ચિત્રસેન ગંધર્વ પોતાની સ્ત્રી તથા સાથીસહ પૃથ્વીઉપર સદા આવી આપણું તપોવન એક ક્રીડાસ્થલ બનાવી દે છે; ને તેથી આપણા જેવા તપસ્વીઓને ઘણી હરકત પોંહોચાડે છે. પણ તેને શિક્ષા કરવાનું કામ મારૂં નથી ને હું શાપ પણ તેને નહિં આપું કારણ શાપ આપવાથી તપે કરી મળવેલું પુણ્ય ઓછું થાય છે. માટે હું ક્રોધને આધીન થઈ મહા શ્રમથી એકઠું કરેલું મારી તપશ્ચર્યાનું પુણ્ય એવા અપરાધ કરનારને શિક્ષા કરવામાં કદી વાપરૂં નહિં.

**૧ લો શિષ્ય–** ખરૂં મહારાજ, ચંદન વૃક્ષ પોતાનું છેદન કરનારી કુહાડીને જેમ સુંદર સુવાસ આપે છે તેમ સાધુઓ અપરાધીઓને ક્ષમા કરી તેમના ઉપર સદા ઉપકારજ કરે છે. દયા, શાન્તિ, તથા ક્ષમા એ સદા મનમાં રાખવી એ સાધૂનો મુખ્ય ધર્મ છે.

**લાડુભટ–** અરે, આ તો બેઉ તરફથી મારો! એક તો ખાવાપીવાના ફાંફાં ને બીજું તો કોઇ માણસ આવી મારી નાખે તોપણ તેની ના દાદ કે ના ફિર્યાદ એ તો મને ક્યમ પરવડે! અહિં તો બધું લંગડું, લુલું ને પોચું દેખાય છે. ખરે બપોરે બાગનું ને પોપાંબાઇનું રાજ્ય! મહારાજ હું તો હવે જાઉં છું. તમો ભલા ને તમારો ચિત્રસેન ભલો. મારાથી તો એ અપમાન નહિં ખમાય. (જાયછે.)

**૨ જો શિષ્ય–** મહારાજ, એ લાડુભટ કહી ગયો તે ખરૂં છે. આ આશ્રમમાં એવી રીતે અમારો બચાવ ક્યમ થાય? આપણું બ્રહ્મકર્મ નિર્વિઘ્ન ક્યમ ચાલે? આજે એક ગંધર્વ આવી અંજુલીમાં થુકી ગયો; આવતી કાલે બીજો એક ગંધર્વ આવી યજ્ઞકુંડમાં પાણી રેડે ને તમો તો તેને શાસન કરો નહિં પછી ધર્મક્રિયાનું રક્ષણ ક્યમ થાય?

**૧ લો શિષ્ય–** એવિષે કાંઇપણ બંદોબસ્ત કરવો ઘટારત છે, મહારાજ.

**ગાલ્વ–** ઘટારત છે ખરૂં, આલો, ધર્મ રક્ષણ કરવા ભગવાને શ્રીકૃષ્ણનો

અવતાર લીધો છે તેને કાને એ વાત નાખીએ, એટલે તે તેને યથાર્થ શિક્ષા કરશે.
(નિકળી જાયછે)

---

## પ્રવેશ ૨ જો.

સ્થલ—ગાર્ગઋષીના આશ્રમ પાસેનું એક ઉપવન.
પાત્ર—ગાર્ગ તથા બીજા ઋષીઓની કન્યાઓ.

ઋષિકન્યા—

### ગરબી.

(" જાની સુંદર રંગ ભરેલા" એ રાહ.)

આવી સુંદર રંગ રસિલી, જુઓ ગુલજાર વસંત સહેલીઓ—આવી૦ ટેક.
નવા પલ્લવ પુષ્પ કરીને જો, દેછે શોભા સુરમ્ય મળીને જો.
રમે ચિત્ત દેખાવ જોઇને, જુઓ ગુલજાર વસંત સહેલીઓ.—આ૦—૧
ગીત ગાએ કોએલ સુખ પાંમીરે, કરે નૃત્ય મયુર વણ ખાંમીરે,
ક્રીડા કરવે કુદે મૃગ હરણી, જુઓ ગુલજાર વસંત સહેલીઓ.—આ૦—૨
તૃપ્ત પામે ભ્રમર મધુપાને જો, આવે વિહગગુંજારવ કાને જો,
રૂત બાહાર ચાલો લુટવાને, જુઓ ગુલજાર વસંત સહેલીઓ.—આ૦—૩
(ચિત્રસેન વિલાસવતિ સાથે પ્રવેશ કરેછે.)

**ચિત્રસેન—** આહાહા! વિજલી જેવી ચપલ તથા ઉપવર થએલી આ સુંદર ઋષિકન્યાઓ મારૂં મન બહુ હર્ષિત કરેછે.

**વિલાસવતિ—** ખરે, એ નિર્દોષી સકુમાર કન્યાઓનું દર્શન અતિશય હર્ષપ્રદ છે. ભૂષણવિના પણ એ કુંવરીઓ કેવી સુંદર દેખાય છે.

**ચિત્રસેન—** પ્રિયા, સ્વભાવિક રીતે રૂપાળી સ્ત્રીઓને બાહારના અલંકારની અગત્ય રેહેતી નથી. આહાહા! એમનો દંતપંક્તીનો પ્રકાશ હીરા માણક તથા બીજા રત્નોને લજવે છે. એમના કમલપત્રસરખા સુંદર નેત્રો જોઇ હરણો વિસ્મય પામે છે. ખરે, એમનું રૂપજ એમનો શણગાર છે. એ પુષ્પ જેવી સકુમાર કુંવરીઓ કોઈ રાજાની જો કન્યા હોત તો એમનો સુવાસ આ અરણ્યમાં વેરાઇ વ્યર્થ નહિં જાત.

**વિલાસવતિ—** મહારાજ રૂપાળી સ્ત્રી મળવી એ પૂર્વ પુણ્યનું ફળ છે.

**ચિત્રસેન—** તું ખરૂં કેહેછે પ્રિયા. જેમનું પુણ્ય અખંડ હોશે તેમનેજ એ કન્યાઓ પ્રાપ્ત થશે. જેવી તું મારી પ્રિયા ગુણવંત તથા સુંદર અને પતિસેવામાં

તત્પર સ્ત્રી મને પ્રાપ્ત થઇછે તેવી સ્ત્રી જો સર્વને મળે તો તેમના મોટાં ભાગ્ય સમજવા. સ્ત્રીનૂં મોટામાંમોટૂં આભૂષણ તેના સદ્‌ગુણ છે.

**વિલાસવતિ**— પ્રાણનાથ, મારી એટલી બધી સ્તુતિ કરી મને શરમાવો મા કારણ કે મારા ગુણ અને રૂપની શોભાનું કારણ આપ છો ને મારૂં સૌભાગ્યનું પણ સાધન આપજ છો. સદ્‌ગુણવિનાની સ્ત્રી રૂપ અને સંસારને એક લાંછન છે.

**કુંવરીઓ**—

## ઠુમરી.

(રાગ કાલીંગડો.)

રમુજી પ્રભુની ગીતકલા, સંગીત પૂર્ણ કલા,——રમુજી૦—ટેક.
દુસ્તર દુખને ગીત વિસરાવે, અદ્‌ભુત ઇશલીલા—રમુજી૦—૧
રંગ ઉમંગ દે સંગ ગીતનો, દંગ બને સઘળાં—રમુજી૦—૨
સદ્‌ગુણમિશ્રિત થાય સંગીત જો, શોભે વધુ અબલા—રમુજી૦—૩

**ચિત્રસેન**—આ કુંવરીઓ રૂપાળી છે એટલુંજ નહિં પણ એઓ ગાયનકલામાં પણ પ્રવીણ દિસેછે. એઓએ પોતાના કોમલ અવાજથી ગાએલું આ સુંદર ગાયન આ ઘોર અરણ્યમાં વસનારાઓને માટે એક આશિર્વાદ છે. આહા! આકાશવાણી ગાયન, તારી સુંદરતા અને મધુરતા શહેરોમાં અને જંગલોમાં એક સરખીજ છે. આ એકાંત જગ્યામાં રેહનારી છોડીઓની ગાયનકલાની પ્રવીણતા મને બહુ આશ્ચર્ય પમાડે છે.

**વિલાસવતિ**— ખરેખર મહારાજ આપનૂં કેહેવું સત્ય છે. પરમેશ્વરે ગાયનની કળા મનુષ્યના સુખ દુખના એક સાથી તરીકે નિર્માણ કરી છે. તે સંપાદન કરવામાં જેઓ પાછળ પડેલાં છે તેઓ ખરા સુખને હજી પાંમ્યાં નથી. આ પવિત્ર સ્વરો, પવિત્ર કોમલાંગીઓના પવિત્ર કમલમુખથી જે મધુરતા પાંથરે છે તે ઘરને, સંસારને, પ્રીતીને, પવિત્રાઇને, અને આ પૃથ્વીને આશિર્વાદ છે. કુદરત તે ઉપર પ્રસન્ન છે, દેવતાઓ તેના પુજારી છે તો પછી આ પવિત્ર કલા સંપાદન કરવી એ અમ અબલા જાતીનો તો ધર્મજ છે. ધન્ય છે આ કન્યાઓને, અને ધન્ય છે તેમના માતપિતાને કે એ કલા તેમને શિખાડી છે. પ્રિય કુંવરીઓ તમે કોણ છો?

**૧ લી કન્યા**— અમો ગાર્ગમુની અને બીજા ઋષીઓની કન્યાઓ છઇએ.

**ચિત્રસેન**— ધન્યછે તે ગાર્ગમુનીને કે તેમને તમારી જેવી કન્યા પરમેશ્વરે ભેટ કરેલી છે. પણ આ મધ્યાન્હને સમયે તમારા પિતાજી ક્યાં હશે?

**૨ જી કન્યા**– અમે અહિં ક્રીડા કરવા આવવા નિકળ્યાં તે સમયે તેઓ નારદમુની સાથે અમારા આશ્રમમાં વાતો કરવા બેઠા હતા.

**ચિત્રસેન**– એકજ સમયે બન્ને સત્પુરૂષોનું દર્શન થાએ એ કરતાં વધારે પુણ્યદાયક બીજું શું છે ?

**વિલાસવતિ**– પણ ગાર્ગમુનીનો આશ્રમ અહિંથી બહુ દૂર હશે. ભુખને લીધે હું ઘણી પીડીત થાઉં છું પ્રિયપતિ.

**ચિત્રસેન**–પ્રિયા, શીકારમાં તને ઘણીજ થાક ચડી હશે. કાંઈ વિશ્રાંતિસ્થાન મળે તો ઠીક પડે.

**૩ જી કન્યા**– અહિંથી અમારા પિતાજીનો આશ્રમ ઘણો નજીક છે. તમો અમારી સાથે ત્યાં આવ્યાથી તમારો યોગ્ય આદરસત્કાર થશે ને જોઇતી વિશ્રાંતિ મળશે એવું તે સ્થલ છે એમ તમો નિશ્ચય જાણશો.

**૧ લી કન્યા**– મહારાજ, તમો દંપત્યના પરોણાગતનો લાભ અમને બહુ આનંદકારક થઈ પડશે.

**ચિત્રસેન**– મહા પુરૂષોની સંતતિ પણ તેમના જેવીજ હોએ છે. આ વિનયસંપન્ન કન્યાઓ પોતાનું કુલીનપણું દેખાડે છે. કન્યાઓ, તમો આગળ થાઓ. થોડીજ વારમાં તમારા આશ્રમમાં અમે આવી પોંહચશું.

**૨ જી કન્યા**– વારૂં ત્યારે અમો આગળ જઇએ છીયે તમારી આગતાસ્વાગતાની સિદ્ધતા કરવા સારૂ.

(કન્યા જાયછે. એક હરણ દોડતૂં આવેછે.)

**ચિત્રસેન**– મૃગલોચના, જોયું પેલું હરણ? કેવું માંસાળ દેખાય છે. ઠીક વેળાએ પરમેશ્વરે ભક્ષ્ય મોકલાવી દીધોછે. હું એનો શીકાર કરૂં.

**વિલાસવતિ**– પ્રિયપતિ, આગલા હરણો જેમ આપના હાથથી છટકી ગયા છે તેમજ એની પણ ગતિ અતિ ચંચલ હોવાથી આપને હાથે એ લાગશે એમ દિસતું નથી.

**ચિત્રસેન**– કાંઇ ચિંતા નહિં. તેની ગતી કરતા વધારે વેગથી ચાલનારૂં આ મારૂં બાણ તેને પકડી લાવશે. દોડ મારી સાથે.

---

## પ્રવેશ ૩ જો.

સ્થલ—ગાર્ગમુનીનો આશ્રમ.

પાત્ર—ગાર્ગ તથા નારદમુની તથા શિષ્ય.

(હરણ તેમને આશ્રયે ઊભું છે. ચિત્રસેન તે મારવા આવે છે.)

**ઋષિઓ**– ખમા, ખમા, ખમા.

## ગાયન.

(રાજાજી ન કરે જુલ્મ એ એ રાહ.)

રાજા તું ન કરે કર્મ એ, રીસે થશે ઇશ્વર અતીરે—રાજા તું ન કરે૦–ટેક.
લેહેજતને માટે ન થા અસુર, દયા વર્ષે જીદ તજીરે, મહારાજા–રીસે થશે૦–૧

**ગાર્ગ**– હે રાજા, આ તું શું કરે છે? હિંસા કરવી એ મહા પાતક છે. એ અમારા આશ્રયતળે અરણ્યમાં વાસ કરનારૂં હરણ છે. તારે મારવું નહિ.

**ચિત્રસેન**–

## લાવણી.

ધ્યાન ધરીને બેસો વનમાં કદી નહિં એ તમારૂં કામ શીકાર જાણો,
રે ધંધો તમ જમવાનો વેદ પુરાણ ભણાવવાનો.
શુર શીકારે આંવે દિલમેં શીકાર છે એ શીકાર કામ, શીકાર જાણો,
છે જુઠી તમ બકવા ના માન્ય કરાય લગાર જાણો.
ધર્મમાર્ગથી હત્યા કરવે પ્રભુ નહિં રે કદી રીસાય, ખચીત જાણો,
રે પુછો તમ દિલને એ વાત અજાણ, વિચારી જાણો.

રાજાઓને એ શાસ્ત્રાર્થ લાગું પડતો નથી. શીકાર કરવો એ રાજાનો ધર્મ છે. એવું સર્વે ધર્મશાસ્ત્ર બોલે છે. એવું છતાં મને અટકાવ કરનારાઓ તમો કોણ છો? કૃપા કરી ખસી જાવો વચમાંથી એટલે હું એ મૃગનો શીકાર કરૂં.

**નારદ**–રાજા, હું નારદમુની છું. મારી સાંમે તું જો તો ખરો. તું મને કયમ જોતો નથી.

**ચિત્રસેન**– ક્ષુધાવડે પીડીત થએલાના નેત્ર ભક્ષ્યવિના બીજું કાંઈ જોતા નથી ને ઓળખતા નથી. માટે વચમાંથી તમે વેહેલા નિકળી જાઓ.

**નારદ**– રાજા હે રાજા, હું ખરેખર કહું છું કે એ હરણ મારવા યોગ્ય નથી. તારૂં બાણ પાછું સંવર.

**ગાર્ગ**–હે રાજા, પુષ્પ જેવી આ મૃગની કુમળિ કાયા ઉપર અગ્નિ જેવું સંધાન કરેલું તારૂં બાણ તારે ફેંકવું યોગ્ય નથી. અરેરે, આ મૃગનો સકુમાર જીવ તે ક્યાં? ને લોખંડની અણીનું, વજ્ર જેવું કઠણ તારૂં બાણ તે ક્યાં? માટે તું તારો શર પાછો કાઢી લે. તારા જેવા રાજાના શસ્ત્ર, પીડીત થએલા જનના રક્ષણને અર્થેજ છે. નિરપરાધી પ્રાણીને મારવા સારૂ નથી.

**ચિત્રસેન**– હું રાજધર્મનીતીથી અજાણો નથી. આ પીડીત થએલા જનના રક્ષણને સારૂજ આ ધર્મ હું બજાવું છું માટે મારે તો એ હરણ મારવું ઘટે છે. એનું સ્વાદિષ્ટ માંસ તમારા ઉપદેશ કરતા બીજા વધારે પાત્રને લાએક છે.

**વિલાસવતિ**– પ્રિયપતિ, આ મહાસમર્થ ઋષિઓની અવજ્ઞા કરી તેમની સાથે વેર બાંધવું એ આપને યોગ્ય નથી. માટે ચાલો આપણે અહિંથી જઇએ. સુખમાનો જીવ ક્યાં દુઃખમાં નાખી દેવો છો.

**ચિત્રસેન**– પ્રિયા, તું જાણતી નથી આપણે ભુખ અને થાકથી પીડાઇ છીએ. ઋષીઓ સદા આગ્રહી રહે છે માટે હું તો એ હરણને કદી જવા દઉં નહિં.

**નારદ**– જો રાજા, મારૂં સાંભળ. આવું ધિઃકારવા જોગ કર્મ કરવા તું પાત્ર નથી. ઋષિઓ આગ્રહી સમજી અનાચાર નહિં કર. ને તેમનો વેરી મા થા. મુરખાઇ છોડી દે.

**ચિત્રસેન**– પ્રાણીના રક્ષણને અર્થ એવા પ્રાણી મારવામાં કાંઇ પણ અનાચાર થતો નથી. બંધ કરો તમારૂં અધર્મી ભાષણ. નારદમુની હું વિનંતી કરૂંછું કે તમો વચમાંથી ખસી જાવો. નહિં તર મારે હાથે અપમાન પામશો. નિકળો અહિંથી.

**નારદ**– અંઃ હંઃ અંતે એણે મારૂં કહ્યું માન્ય નહિં કર્યું. તેણે મારૂં ઘણું અપમાન કર્યું છે. કાંઈ ચિંતા નહિં. હવે એને મારા પરાક્રમનું સ્વાદ ચખાડુંછું. થોડાજ વખતમાં એને મારૂં પરાક્રમ નહિં દેખાડું તો મારૂં નામ નારદમુનીજ નહિં. એ કયાં જવાનો છે. ચાલો ગાર્ગમુની, તમો દુઃખી મા થાઓ. હું બધી ગોઠવણ કરૂં છું. (જાયછે.)

---

### પ્રવેશ ૪ થો.

સ્થલ– દ્વારકા નગરી. શ્રીકૃષ્ણની સભા.

પાત્ર–ઉદ્ધવ, અક્રૂર, વિદુર, નારદમુની, વિદુષક, બળરામ, દ્વારપાળ, કલાવંતીઓ ઇ૦

**કલાવંતીઓ**–

**ગાયન.**

ધર્મને અર્થે પ્રગટ જે થયો અવતાર ઉદાર,
શ્રીકૃષ્ણદર્શને નિત જાએ છે મનપાપવિકાર.
શક્તિ છે સર્વ જગતમાં તારી ભગવાન અપાર,
તું વિના વિશ્વને કંઈ નવ બીજો આધાર લગાર.

કોણ છે શાન્તિસદન દે મુને આચાર વિચાર,
તું સદા ભકતનું સુખ ભવનિધિ એ પાર ઉતાર.

(ભગવાન, રૂખ્મિણી તથા સત્યભામા સાથે પ્રવેશ કરે છે.)

**ઉદ્ધવ, અક્રૂર ઈત્યાદિ સર્વ–**

**શ્લોક.**

(માલની છંદ.)

જય જય જગદાત્મા સચ્ચિદાનંદ મૂર્ત્તી,
જય જય જગદંબા રૂખ્મિણી આદિ શકિત,
જય જય જય રાધાકૃષ્ણ ભામામુરારી,
ભવનિધિ દુખ વારી ટાળ ચિંતા અમારી.

(ભગવાન સાથે બધા બેસે છે.)

**નારદ–** આહાહા! ધન્ય છે, ધન્ય છે! આ દ્વારકાભુવન, વૈકુંઠભુવન કરતાં પણ મારા મનને વધારે આનંદ પમાડે છે. આ અક્રૂર, આ ઉદ્ધવ, એ રૂખ્મિણીનાથ શ્રીકૃષ્ણભગવાન, એક દયા, એક શાન્તિ, એક પૂર્ણ જ્ઞાન, એવી ત્રિમૂર્તીના સંગમ રૂપ તીર્થમાં સ્નાન કરવું એ મહા ભાગ્યની વાત છે.

**વિદુષક–** (હસીને) હાજી, તીર્થસ્નાન કરવું એ મહા ભાગ્યની વાત ખરી. પણ સર્વે જગતને પવિત્ર કરનારી ભાગીરથીમાં દરરોજ સ્નાન કરનારા દેડકાઓ કાંઈ ઓછા છે! અરે, એતો તેમાં રાતદિન ડુબકી માર્યાજ કરે છે. પણ તેથી શું વળ્યું? મટોડીની પુતળીના દાનથી જો કન્યાદાનનું ફળ મળત તો પછી કોઈ પણ પ્રત્યક્ષ કન્યાદાન કરવાની ભાંજગડમાં નહિ પડત. માટે જ્યાં ભાવ ત્યાં દેવ ને દેવ ત્યાં સર્વ સુખ.

**વિદુર–** ભકિતવિના ભગવાનને કાંઈ જોઈતું નથી.

**ઉદ્ધવ–** ને ભકિતજ મુકતીનૂં કારણ છે.

**વિદુષક–** નહિં તો કેટલાએક બકધ્યાની મોટી મોટી જટા માથે રાખી, અંગને ભભૂત લગાડી, હાથમાં સ્મરણી લઈ "રામરામ હાથ મારૂં સાધું કામ" એવું ઢોંગ કર્યા કરે છે, તે નિર્દય ભામટાઓ માણસની પાગડી ઝુટાવી લેવા જરાપણ વાર લગાડે નહિં.

**નારદ–** કદાચ શરૂવાતમાં એવું બને પણ માણસને નારાયણ સ્મરણના અભ્યાસ થવાથી દિવસે દિવસ સારાને માટે તેની ચિત્તવૃત્તિ બદલાઈ જઈ પાપનો ક્ષય થતો જાય છે ને અંતે સુખ પામે છે.

વિદુષક–પણ તેનો પાપવાસના ક્યાં બળી જાય છે. અરે, વિત્ત જોતાં વારજ એને માથે પિત્ત ચઢી આવે છે પણ મૂર્ખ જાણતો નથી કે ભગવાનને ચિત્ત જોઇએ તે.

## (ચોપાઈ.)

ગંગા સાગર તીર્થ સ્નાન, વેદપઠણ જપપુજનવિધાન,
કરતાં પણ વણ નામસ્મરણ, ન ટળે કદાપિ જન્મમરણ.

શ્રીકૃષ્ણ–તું તો પૂર્ણ બ્રહ્મજ્ઞાનીજ બની ગયો છે તો !

વિદુષક–(હસીને) અહાહા ! ભગવાન બ્રહ્મજ્ઞાની થવા હું નહિ માગતો. વયસ્ય, મને સાંપ્રતનીજ સ્થિતીમાં રેહેવા દો. હું આખા જન્મસુધી અજ્ઞાની રહું પણ બ્રહ્મજ્ઞાની તો કદી નહિ થઉં.

શ્રીકૃષ્ણ–તારાથી બ્રહ્મજ્ઞાની નહિ થવાય એ વાત ખરી છે. બ્રહ્મજ્ઞાનીનું જીવતર ખરેખર પરોપકારને અર્થે હોય છે. પરોપકાર કરવાને માટે જેમ નદીઓ વેહે છે, વૃક્ષ પ્રફુલ્લિત થાય છે તથા મેઘ વર્ષે છે તેમ બ્રહ્મજ્ઞાની લોક ઉપર ઉપકાર કરવાનેજ માટે જીવ ધારણ કરે છે ને સર્વેઓનો ત્રાસ ખમી, જનને સુખ કરવાને અર્થે પોતે દુઃખ ભોગવવે છે.

અક્રૂર–ભગવાનનું ભાષણ સત્ય છે. જુઓ આ પૂર્ણ બ્રહ્મજ્ઞાની નારદમુની લોકોને સારે માર્ગે લગાડવાને માટે પરોપકાર બુદ્ધીથી પોતાનું સર્વ કામકાજ એક કોરે મુકી દઈ ત્રિભુવનમાં ઉપદેશ કરવા ભ્રમણ કરી મૂઢ જનનો સંસાર બંધનમાંથી છુટકારો કરવા સારૂ નિત્ય પ્રયત્ન કર્યા કરે છે.

શ્રીકૃષ્ણ–એવા દયાળુ નારદમુનીના પગલાંથી આજ મારૂં સભાસ્થાન પવિત્ર થયું છે તેથી હું મારે પોતાને ધન્ય સમજું છું.

વિદુષક–(હસતા હસતા) નારદમુનીની થોડી ઘણી કીર્તિ સાંભળવા ઉપરથી જાણું છું કે એમના પ્રતાપથી જ્યાં જોઇએ ત્યાં નવું જુનું થાય છે. ભગવાન, નારદમુની મને આજ્ઞા આપે તો એમના ઉત્તમ ગુણનું થોડું વર્ણન કરૂં.

નારદ–કાંઇ ચિંતા નહિ. વિદુષક, તારા રમુજી ભાષણ ઉપર મને રીસ થશે નહિ.

વિદુષક–(હસતા હસતા) ત્યારે તો હું ક્ષમા માગી, નારદમુનીની પોતાની ઇચ્છાથી બોલું છું કે નારદમુની જ્યાં જાય ત્યાં કજીઓ મચાવે ને નિરપરાધી મનુષ્યને સંકટમાં નાખી દે. તમે સર્વે જાણતા નથી કે ગરીબ બીચારા રાજા હરિશ્ચંદ્ર સ્ત્રીપુત્ર વેચી કેવી ખરાબ અવસ્થામાં આવી ગયા હતા. રાવણને

એઓએ કેવો પાયમાલ કર્યો ? ભગવાનના મામા રાજા કંસનો કેવી રીતે નાશ કરાવ્યો ? થોડા દાહાડા ઉપર આ દેવી રૂક્મિણી તથા સત્યભામાની વચ્ચે પારિજાતક પુષ્પવિષે કેટલો ભયંકર તંટો ઉપજાવ્યો હતો ને તેમની સમાધાની કરવાના કામમાં ભગવાનને કેટલો બધો શ્રમ લેવાની અગત્ય પડી ! એ તો સર્વ આ બ્રહ્મજ્ઞાનીના વખાણવા લાયક ગુણોનું પરિણામ છે. મુની, ક્ષમા કરજો હો. તમારીજ આજ્ઞાથી હું જરા રમુજ આપું છું.

**નારદ**– હંઃ હંઃ હંઃ હંઃ હંઃ !

**વિદુષક**– મુની મોંહોડેથી હસે છે પણ પેટમાં તો કુતરા દોડતા હશે !

**નારદ**–વિદુષક, તું એટલો બધો જ્ઞાની છતાં એ વાતના મર્મથી અજાણ્યો છે એ મોટી નવાઇની વાત છે.

**અક્રૂર**–ખરેખર નવાઇ, નારદમુની, વિદુષકે કારણ ઉપર માત્ર લક્ષ્ય આપ્યું છે પણ પરિણામ ધ્યાનમાં આણતો નથી.

**ઉદ્ધવ**–તેથીજ આમ બોલે છે. અરે, હે અજ્ઞાની, જે વખતે નારદમુનીની ઇચ્છા કોઇ માણસનું સારૂં કરવા થાય છે ત્યારેજ તેઓ એવું કરે છે. સમજ્યો.

**વિદુષક**–સમજ્યો સમજ્યો ! એટલે ઉંદરનો જીવ જાય ને બીલાડીને હસવું થાય ! વાહવાઃ કેવો ન્યાય ! કેવો ખેલ ! વારૂ, રાજા હરિશ્ચંદ્રને દુઃખ અપાવ્યું તેથી તેને શો લાભ થયો ?

**શ્રીકૃષ્ણ**– એક તો, તેની સત્ય જાળવવા વિષેની કીર્તિ ત્રિભુવનમાં પ્રસિદ્ધ થઇ. બીજું વિશ્વામિત્રને સાઠસહસ્ર વર્ષસુધી લોહપિષ્ટ ખાઇ કરેલી તપઃશ્ચર્યાનું ફળ તેને આપવાની અગત્ય પડી. એથી વધારે તો શું જોઇએ ? નારદમુની જો એવું નહિ કરત તો હરિશ્ચંદ્ર કોણ હતો ને તે કેટલો સત્યવાદી હતો એ વાતથી હજી લોકો અજાણ્યા રેહેત. એ કાંઇ થોડો લાભ કેહેવાય ?

**વિદુર**– તેનાજ પ્રતાપથી રાવણ અને કંસને મુક્તિ મળી ને ચઉદ રત્નમાંનું એક રત્ન પારિજાતક વૃક્ષ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર આવ્યું.

**વિદુષક**– આ તો વાત ઠીક કહી. પેહેલા કોઇને ધબ્બો મારવો ને પછી તેને પગે લાગવું ! વાહવા ! બહુ પરોપકારી ! મહારાજ, હું તો એમના પ્રતાપથી બીહું છું. હું તો મારી બાયડીનો એક પુરો છું. પરમેશ્વર કરે ને આંહિ તેવો કાંઇ પ્રકારની નહિ બની આવે એટલે પત્યું.

**દ્વારપાલ**– દ્વારકાધીશ ભગવાન શ્રીકૃષ્ણનું સામ્રાજ્ય અમર તપો. ભગવાન ગાલવઋષિ પધાર્યા છે.

**શ્રીકૃષ્ણ**– તેમને અંદર આવવાને શી હરકત છે ? સુખેથી આવે.

(ગાલ્વ શિષ્ય સાથે પ્રવેશ કરે છે.)

**ગાલ્વ તથા શિષ્ય**–

## (શ્લોક)

(શાર્દૂલવિક્રીડિત છંદ.)

ચારે વેદ પુરાણ શાસ્ત્ર સઘળાં જેને ન જાણી શકે,
સૃષ્ટિ વ્યાપિ વંધ્યો પરંતુ અલગો તેથી સદા જે ટકે,
માયા સાથ પરેશ જે અવતર્યો સદ્ધર્મ ને પાળવા,
તે તું શ્રીમદ્ કૃષ્ણ આશિષ તને આવ્યા અમે આપવા,

**શ્રીકૃષ્ણ**– પૂજ્ય વિશ્વામિત્રના શિષ્ય ગાલ્વઋષિ, આજે કીયા કારણે આપે શરીરને અહિં આવવાનો શ્રમ પમાડયો ? બીરાજો આ આસન ઉપર ને ભક્તિ ભાવથી હું આપની પૂજા કરૂં છું તેનો સ્વીકાર કરજો ને કાંઇ કાર્ય હોય તો આજ્ઞા કરજો.

**ગાલ્વ**– હે ભગવાન, હે દ્વારકાધીશ, અરે તેં કરેલી મારી પૂજાથી મારા મનમાં હર્ષભાવ ઉત્પન્ન થયો છે. પણ ગઇ પ્રાતઃકાળે મારા નિત્ય કર્મ કરવાની વેળાએ જે બનાવ બની આવ્યો છે તેથી તે હર્ષભાવનો સમૂલ નાશ થઇ ગયો છે.

**અક્રૂર**– એવા સમાચાર ઘણા દુઃખકારક છે.

**શિષ્ય**– ભગવાન, ધર્મની સ્થાપના કરવાને માટે તથા દુર્જનને શાસન કરી સજ્જનનું રક્ષણ કરવાને અર્થે યુગેયુગ આ પૃથ્વી ઉપર આપ અવતાર ધારણ કરો છો એવું છતાં એક તુચ્છ પ્રાણી કામાંધ થઇ અમારા ગુરૂરાજ ગાલ્વઋષિનું અપમાન કરે ! તેમના બ્રહ્મકર્મમાં વિઘ્ન આણે ! ને કરેલા અપરાધવિષે ક્ષમા માગ્યાવિના અથવા કાંઇ પણ પશ્ચાતાપ દેખાડયાવિના એમનેએમ જતો રહે ! અરે, હવે આજેજ સર્વ ધર્મનો લોપ થઇ ગયો છે કે શું ! હે ગોબ્રાહ્મણપ્રતિપાલક પ્રભુ આ શો ગજબ અમારાઉપર ?

**વિદુષક**– આ વળી કોની મોકાણ ! બ્રહ્મજ્ઞાની નારદમુનીના પ્રતાપી પગલાનું એ પરિણામ તો ના હોય ?

**શ્રીકૃષ્ણ**– એવો તો તે દુષ્ટ પ્રાણી કોણ હશે કે જે નિર્ધાસ્ત થઇ ધર્મભ્રષ્ટ કરવા પ્રવૃત્ત થયો છે ?

**શિષ્ય**– ભગવન્, એ દુષ્ટ કર્મ કરનારો ગંધર્વરાજા ચિત્રસેન છે.

**શ્રીકૃષ્ણ**– શું ચિત્રસેન આટલો બધો ઉન્મત્ત થયો છે ?

**નારદ**– ( સ્વગત ) ઠીક લાગ મળ્યો ! અગ્નીઉપર તેલ રેડી ભડકું ઉઠાવવાનું જે મારૂં કામ તે બજાવવાનો સમય નજદીક આવ્યો છે. ( ભગવાનને ) ભગવાન, ચિત્રસેન ઘણોજ ઉન્મત્ત થયો છે. એ કામાંધ થઇ વારેઘડી પૃથ્વીઉપર ક્રીડા કરવા આવે છે. અને તે ઘણો બલવાન હોવાથી પૃથ્વીઉપરના રેહેવાસીઓને અતિશય ત્રાસ પમાડે છે.

**બલરામ**– કેવો દુષ્ટ ને પાપી. તમો કોઇ એને જાણતા નથી પણ આ મારી ગદા એને જાણી લેશે.

**નારદ**– એને શિક્ષા કરવી ઘટે છે.

**વિદુષક**– ( હસતા હસતા ) પણ બળતું ઘર ભાડે લેવાની પંચાતી કરવા તમને કોણે કહ્યું છે ? ભગવાન, આપ સાવધ રેહેજો હો ! એમને તો તોપ મારવાની ટેવ છે.

**ઉદ્ધવ**– ચિત્રસેનરાજાના પરાક્રમથી સર્વે ગંધર્વો ઘણા મત્ત થયા છે ને મનુષ્યમાત્રને તેઓ અતિશય દુઃખ આપે છે. એ વિષે ઘટતી યોજના કરવાની અગત્ય છે.

**શ્રીકૃષ્ણ**– મારે કાને એ વાત આગળથીજ આવી ગઇ છે. પણ તેવિષે વિશ્વાસનીય સાક્ષ નહિં મળવાથી તે વાત ઉપર મેં પેહેલા ધ્યાન આપ્યું નહિં. પણ હવે એ નારદમુનીની સત્ય માનવાજોગ સાક્ષ ઉપરથી મારી ખાત્રી થાય છે.

**વિદુષક**– અરે ( સ્વગત ) એઓ સ્વપ્નમાં પણ કોઇ વેળાએ સત્ય બોલ્યા નથી તો જાગૃત અવસ્થામાં તો સત્ય ક્યાંથી બોલે ?

**પુરોહિત**– વિદુષક, તું આમ નહિં બોલ. વિનોદમાં પણ એવું અપમાનકારક ભાષણ શું અયોગ્ય નથી.

**વિદુષક**– છો કે આપ પુરોહિત. બહુ સારૂં કહ્યું. ( સ્વગત )

### દોહરો.

ચોરનો ભાઇ ઘંટી ચોર, સાધક સિદ્ધ સમાન,
એક બીજાને સાથ કરે, છુંપી મારે બાણ.

**પુરોહિત**– ભગવાન, ચિત્રસેને કાંઈ એજ અપરાધ કર્યો છે એમ નથી. બેચાર દાહાડાઉપર એજગંધર્વ દ્વારકા પાસેના એક વનમાં એક સરોવરે જળક્રીડા કરવા ગયો હતો. ત્યાં સૂર્યના તાપ લીધે તરસથી બહુ વ્યાકુળ થએલો એક ગોવાળ પાણી પીવા આવ્યો. ચિત્રસેને તેને પાણી પીવા નહિં દીધાથી તેણે બોલ-

બોલતા પ્રાણ ત્યાગ કર્યો. આપ તો અંતરસાક્ષી છો. એ વાતથી આપ કાંઇ અજાણ્યા નથી.

બલરામ– એના સર્વ અપરાધ ધ્યાનમાં આણતાં, એ મોઠી શિક્ષાને પાત્ર થયો છે એમાં કાંઇ સંદેહ નથી. એવો દુષ્ટ પ્રાણી વધારે વાર આ જગતમાં ટકવો નહિં જોઇએ. પ્રભુ, મને આજ્ઞા કરો. હું એનું માથું આ ગદાથી હવે ભાંગી આવું.

શ્રીકૃષ્ણ– પાપનો ઘડો પૂર્ણ ભરાયાવિના ભારે શિક્ષા કરવી યોગ્ય નથી. પણ આ અપરાધસંબંધી ઉત્તર આપવાવિષેની તક ચિત્રસેનને આપવી એ ઘટારત છે.

બલરામ– મહારાજ, ચિત્રસેનને આગલા બીજા અપરાધસંબંધી આપે ઘણી વખત ઉત્તર આપવાવિષેની તક આપી હતી, પણ એણે તમારી આજ્ઞા માથે ચઢાવી નહિ, ને સભામાં આવ્યો નહિં, તો હવે એને બોલાવવાની આપને અગત્ય શી રહી? મહારાજ, એ ઘણો ઉન્મત્ત થયો છે ને કોઇની પણ દરકાર કરતો નથી.

નારદ– બલરામનું ભાષણ સત્ય છે. ભગવાન, ચિત્રસેનને બોલાવો અથવા ના બોલાવો પણ એને તો મોટીજ શિક્ષા કરવી જોઇએ.

શ્રીકૃષ્ણ– એ ગંધર્વના સર્વે અપરાધ ધ્યાનમાં આણી એને દેહાંતદંડ કરી ન્યાયનું સમાધાન કરવું ઘટે છે. ગાલ્વઋષિ, આપ હવે જાવો. આપના આશ્રમે સિધાવો. હું ચિત્રસેનને તેડવા મોકલીશ. ને તે જે કેહેશે તે સાંભળીને યથાન્યાય નિવેડો કરીશ. પણ મારી ખાત્રી છે કે એ ગંધર્વ આવવાનો નથી.

નારદ– તો પછી આપે શું કરવું?

શ્રીકૃષ્ણ– એ ખરેખર અપરાધી છે એમ ગણી એને દેહાંત શિક્ષા કરવી મારે યોગ્ય છે.

ગાલ્વ– જેમ તમારે કરવું ઘટે તેમ કરો. પણ મને દોષ દેશો નહિં.

શ્રીકૃષ્ણ– એ શિક્ષાનું કારણ તમો નહિં થશો. પણ ગોવાળની હત્યા એ કારણ થશે. માટે તમો દુઃખી મા થાઓ. તમો પોતાને આશ્રમે જઇ બ્રહ્મકર્મ કરવાનું તમારૂં નિત્યનું કર્મ સ્વસ્થપણે કરતા રેહેજો. તેમાં કાંઇપણ વિઘ્ન નહિં આવે એવી હું તજવીજ રાખીશ. (જાય છે.)

---

## અંક ૨ જો.

---

### પ્રવેશ ૧ લો.

સ્થળ—ગંધર્વપુરી. ચિત્રસેનનું ગૃહ.

પાત્ર—ચિત્રસેન, વિલાસવતિ તથા સહેલીઓ.

**સહેલીઓ—**

### ગાયન.

(મધુરમધ ચાખોરે—એ રાહ, રાગ કાલીંગડો.)

મોહિણી પ્રીત સાચીરે, મોહનકારી—મોહિણી પ્રીત સાચીરે—ટેક.
પ્રીત થકી નિત સંપત આવે, આફત નાશ પમાડે,
પ્રીત ગૃહેગૃહ સુખ બી વાવે, જંગલ મેહેલ બનાવે-મોહિણી પ્રીત૦ ૧
નરનારીપ્રીત નવી નીત આણે, શોભા ધર સંસારે,
પ્રીત જગત જીત કીરત વધાવે, ચિંતા કલેશ નિવારે-મોહિણી પ્ર૦ ૨

**ચિત્રસેન**- પ્રિયા, આ સહેલીઓએ ગાએલા ગાયનની અસર મારા મનઉપર થતી નથી તેનું કારણ શું હશે? આજ મારૂં ડાબું નેત્ર તથા ડાબો બાહુ શા માટે ફરકે છે? પ્રિયા, મારા અંતરવિષે અતિશય અસ્વસ્થતા તથા ત્રાસ ઉત્પન્ન થાય છે. આવા અશુભ શકુન એ કાંઈ માઠા પરિણામ દર્શાવે.

**વિલાસવતિ**- વિચારશીલ પુરૂષને સંશયને સ્વાધીન થવું એ છાજે નહિ. હું એક ગાયન ગાઉં છું તે ચિત્ત દઈ સાંભળો એટલે જીવને જરા આરામ મળશે.

**ચિત્રસેન**- ઠીક છે, પ્રિયા, ગા, ગા, હું સાંભળું છું.

**વિલાસવતિ—** **તિલાણો.**

(રાગ પરજ, દરદર તાનોમ તાનોમ તનદેરના, એ રાહ.)

સદા કરો પ્રિયદ મનહરી પ્રીતી રે, નમ્ર દાસિ તમારી,
ભાવથી સાચી દિલથી જાચી, વદે કૃપા કરી,
ભાળો, પાળો, સુખ દઈ, હાસ્યમુખી સુગર નારી-સદા કરો૦-ટેક.
સંશયની ગાંઠ છેદી, ધીર ધરી સુવિચારી,
હોલાવીને અગ્નિ નિજ હૃદે માહેલી,
સ્નેહથી સતત પતિ દાસીનું પોષણ કરી,
ભાળો, પાળો, સુખ દઈ, હાસ્યમુખી સુગર નારી-સદા કરો૦—૧

(નારદ પ્રવેશ કરે છે.)

**ચિત્રસેન**– નારદમુની, ભલે પધાર્યા. આ આસન ઉપર બીરાજી શ્રમનો પરિહાર કરો. મહારાજ, થોડા દિવસ ઉપર ધર્મ જાળવવાના કાર્યમાં મારે હાથે તમારૂં અપમાન થયું એવું તમારા આચરણ ઉપરથી મારા જોવામાં આવ્યુ તેથી મને અતિશય દુઃખ થાય છે. ક્ષમા કરવી મહારાજ. મુનિરાજ, ક્ષમા કરજો.

**નારદ**– ક્ષમા કરવી એ તો અમારો ધર્મજ છે; પણ રાજા, તારી મુખમુદ્રા ઉદાસ ક્યમ દેખાય છે? ને તારી એ પ્રિયકાંતા વિલાસવતિ ચિંતાને સ્વાધીન ક્યમ થઇ છે?

**વિલાસવતિ**– મહારાજ, તમો આવ્યા પેહલા ચિંતાની જરા અસર અમારા મનઉપર થઇ હતી. પણ હવે તમારા શુભ પગલાં અહિં આવી પોંહોચ્યાથી અમારી બધી ચિંતા મટી ગઇ છે.

**ચિત્રસેન**– દેવર્ષિ, આપની શી આજ્ઞા?

**નારદ**– હું કાંઇ આજ્ઞા કરવાને અર્થે આવ્યો નથી.

**ચિત્રસેન**– ત્યારે તમારી શી ઇચ્છા છે તે કૃપા કરી કેહેશો?

**નારદ**– કાંઇ ઇચ્છા પણ ધરાવતો નથી.

**વિલાસવતિ**– ત્યારે દર્શનનો લાભ શા માટે મુનિરાજ?

**નારદ**– તમારા સારાને માટે. ચિત્રસેન, હું કાલેકાલે દ્વારકામાં શ્રીકૃષ્ણભગવાનને ત્યાં ગયો હતો.

**ચિત્રસેન**– મને પણ ત્યાંથી તેડું આવ્યું હતું પણ કાંઇ કામને લીધે મારાથી ત્યાં નહિ જવાયું. ઠીક થયું કે આ વેળાએ આપનું આગમન અહિં થયું.

**વિલાસવતિ**– મહારાજ, ભગવાનને ત્યાંહાના કાંઇ સમાચાર અમને કેહશો?

**નારદ**– તે કેહેવાનેજ માટે હું અહિં આવ્યો છું.

**ચિત્રસેન**– હું પણ તે સાંભળવા ઇચ્છું છું. તમારો ઉપકાર થશે.

**નારદ**– એમાં ઉપકાર તે શાનો! એ તો મારૂં કામ છે.

**વિલાસવતિ**– મહાત્માના આવાજ લક્ષણો રેહે છે.

**ચિત્રસેન**– સાધુજન પરોપકારને અર્થે અવતરે છે. દ્વારકામાંના સમાચાર જાણવાથી અમારી ચિંતા મટશે ને સંતોષ પ્રાપ્ત થશે.

**નારદ**– ચિત્રસેન, તેં ગાલ્વઋષીનો કાંઇ અપરાધ કીધો છે?

**ચિત્રસેન**– ગાલ્વઋષીનો અપરાધ! મને તે માટે કાંઇ સાંભરતું નથી. ખચિત, મેં એમનો કાંઇ અપરાધ કર્યો નથી.

**નારદ**– પણ, કાંઇ જાણે અથવા અજાણે?

**ચિત્રસેન**– જાણે તો નાહિંજ. પણ અજાણે કર્યો હોય તો તે પરમેશ્વર જાણે.

**નારદ**– થોડા દાહાડા ઉપર આકાશમાર્ગથી ગમન કરતા કરતા તેં કાંઇ ઉચ્ચિષ્ટ તામ્બૂલ નીચે નાખી દીધું હતું?

**વિલાસવતિ**– હા મહારાજ. અમારૂં વિમાન અટકી પડવાથી મેં કહ્યું તે ઉપરથી મારા પ્રાણનથિ મોંહોમાંથી તામ્બૂલ નીચે નાખી દિધું હતું.

**નારદ**– અરેરેરે! અરે માઠું થયું!

**વિલાસવતિ**– તે ઉચ્ચિષ્ટ તામ્બૂલ તમારા અંગઉપર પડ્યું કે શું? જો એમ બન્યું હશે તો તે માટે હું ક્ષમા માગું છું.

**નારદ**– અરે, તે મારા અંગઉપર પડત તો પીડા મટત. પણ તે ગાલવઋષીની અંજુળીમાં પડવાથી તમારા ઉપર મોટું વિઘ્ન આવી પડવાનું તે કારણ થઇ પડ્યું છે.

**ચિત્રસેન**– આ સમાચાર ખરેખર હૃદયભેદ કરનારા છે. પછી શું થયું?

**નારદ**– વળી તેં દ્વારકા પાસેના એક સરોવરને કીનારે કોઇ ગોવાળની પ્રાણહત્યા કરી?

**ચિત્ર૦**– આ શું મારા ઉપર ખોટું આળ? મેં કોઇ વેળાએ કોઇ પણ ગોવાળને માર્યો નહિં, પણ આ વાત ખરી છે કે હું એક સરોવરમાં મારી પ્રિયા સાથ ક્રીડા કરતો હતો એવામાં એક ગોવાળ ત્યાં પાણી પીવા આવી ઉભો જેને લાજને લીધે મેં ત્યાંથી હાંકી કાહાડ્યો. એવિના હું બીજું કશું જાણતો નથી.

**નારદ**– તે તરસથી વ્યાકુલ થએલા ગોવાળને તેં પાણી પીવા અટકાવ કીધો તેથી તે મરણ પામ્યો એ વાત સત્ય છે?

**વિલાસવતિ**– તે મરણ પામ્યો એ વાત ખરી છે. પણ તે ગોવાળ તરસથી વ્યાકુલ થયો હતો કે નહિં એ વાતથી અમે અજાણ્યા હતાં. પણ એમાં મારા પતીનો શો અપરાધ?

**નારદ**– દેખાતો અપરાધ તો કાંઇ નથી. પણ હે ચિત્રસેન, તું તેના મૃત્યૂનું કારણ થયો તથા તારા આગલા સર્વે અપરાધ ધ્યાનમાં આણી તથા તને તેડવા મોકલ્યા છતાં તેં આવા ના કહિ તે ઉપરથી ભગવાને તને દેહાંતદંડ કરવાવિષે પ્રતિજ્ઞા કરી છે. એ વાત કેહેતા મને અતિશય દુઃખ થાય છે.

**ચિત્ર૦**– શું દેહાંતદંડની શિક્ષા! નારદમુની, આ તમો શું ખરેખરૂં બોલો છો? મારા આગલા અપરાધ કયા છે અને તે કોણે સાબીત કીધા છે? કોણે તે અપરાધો મુક્યા છે અને કોણે તેનો ખુલાશો પુછ્યો છે? શું શ્રીકૃષ્ણભ-

ગવાન આ પ્રમાણે ન્યાય કરેછે કે? ના, ના, મુનિ મહારાજ, એવી સત્તાને હુ આધીન થનાર નથી. એવી અઘટિત શિક્ષા હું મુગોમુગો બેસી સહન નહિં કરૂં.

**નારદ**– ખરેખર. અપરાધ પ્રમાણે શાસન કરવું ઘટારત છે. અપરાધ તે કેટલો ને શિક્ષા તે કેટલી! મને તો એ બહુ ભારી લાગે છે. પણ હવે તું શું કરવા માગે છે?

**ચિ૦**– શું કરવા માગુંછું? શું ભગવાન મને નબળો સમજી વિનાકારણે મારો પરાજય કરવા માંગે તે થવા દઊં? આ મારા સુખી ઘરને રડતું કરી મારા વાહાલાંઓનો નાશ થવા દઊં? નહિં, નારદમુની, કદી નહિં. હું ભગવાન સાથે લડીશ. મારા શરીરમાં લોહિનું છેલ્લું ટીપું રેહશે ત્યાં સુધી હું ભગવાન સાથે લડીશ. બીજું શું કરીશ.

**નારદ**–રંગ છે! ચિત્રસેન ધન્ય છે તને! (સ્વગત) હવેજ મારૂં વેર વળશે.

**વિલાસવતિ**– પ્રાણનાથ, એવું કરવું આપને ઘટે નહિં. ભગવાન સાથે વેર બાંધવું એ સમૂલ નાશનું કારણ થઈ પડશે. કયમ કે બલવાન સાથે સ્પર્ધા કરવી ન ઘટે. તેમાં ભગવાન સાથે સ્પર્ધા કરવી એ તો કદીજ ઘટે નહિં.

**નારદ**– અહાહા! સ્ત્રીઓથી આપણે બીજી શી આશા રાખવી!

**ચિ૦**– પ્રિયા, તું ભુલે છે. મારૂં ભાગ્ય મોટું છે કે ભગવાન સાથે વેર બાંધવાની તથા લડાઈ કરવાની તક મને મળી આવી છે.

**નારદ**– આવી તક એક કોરે મુકી દેવાથી નિશ્ચય પશ્ચાતાપ પ્રાપ્ત થશે. (સ્વગત) ચડી જા શુળીપર.

**વિલાસવતિ**– નારદમુની, આપ આવી અયોગ્ય સલ્લા આપી મારા પતીનું મન ભ્રમિત કરો મા. ભગવાન ઉપર ચઢાઈ કરી જઈ કયા મનુષ્યને જશ પ્રાપ્ત થયો છે? તથા કોણ સુખી થયો છે ને કોણે કીર્તિ મેળવી છે?

**ચિ૦**– નારદમુની, આપ મને એક કાયર પુરૂષ જેવો સમજવો નહિં. શૂરવીરને મરણ તૃણસમાન છે. શૂરવીરનું પ્રાણાંત બીછાને થવા યોગ્ય નથી પણ રણભૂમી ઉપર મરણ પામવું એ તેને યોગ્ય છે. મારી પૂર્ણ ખાત્રી છે કે આ કામમાં મને જય મળશે નહિં, તો પણ હું કીર્તિ મેળવવાની આશા રાખું છું.

**વિલાસવતિ**– ભગવાન સાથે યુદ્ધ કરી અપકીર્તિ સંપાદન કરવી તે કરતાં તેને શરણે જઈ જીવનું રક્ષણ કરવું એ વધારે સારૂં છે એમ હું માનુંછું.

**ચિ૦**– પ્રિયા, એમ નહિં. હિરણ્યકશ્યપે, રાવણે, શિશુપાળે, વક્રદંતે તથા કંસરાજાએ, ભગવાનને સાંમે થઈ જે કીર્તિ સંપાદન કરી તે તેને શરણે જનારા-

ઓને પ્રાપ્ત થઇ નથી. રાવણનો ભાઈ બિભીષણ રામને શરણે ગયો તેથી તેને લંકાનું રાજ્ય મળ્યું પણ રાવણ રામસાથે લડ્યો તેથી તેને મુક્તિ મળી. કહો નારદમુનિ, રાજ્યસુખ વધારે સારૂં કે મુક્તિ વધારે સારી?

**નારદ**— મુક્તિ વધારે સારી એમાં શો સંદેહ.

**ચિત્રસેન**— ત્યારે મારે તેને મેળવવા પાછળ શા માટે પડવું જોઇએ. પ્રિયા, તું દુઃખી મા થા. તારૂં જો સાૈભાગ્ય જાગે તો રણાંગણમાંથી જય પામી જીવતો પાછો આવીશ. નહિતર તારી સાથે વૈકુંઠમાં વાસ કરવા ગમન કરીશ.

**નારદ**— આ તારો નિશ્ચય સ્તુતિપાત્ર છે. પણ ચિત્રસેન, તારા સારાને માટે હું તને કહુંછું કે તું એકલો લડવા નહિ જા. મહાબળીઆ ઇંદ્રની સાહાય્ય માગી લે એટલે નિર્વિઘ્ન તારૂં કામ પાર પડશે.

**ચિત્રસેન**— ઠીક છે મહારાજ. આ સૂચના માટે હું આપનો ઉપકાર માનુંછું. હું ઇંદ્રસભામાં જાઉંછું. સેવકઉપર દયા રાખવી.

**નારદ**— કલ્યાણ, ચિત્રસેન, કલ્યાણ—કલ્યાણ.

(સર્વે નિકળી જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ—જંગલ. પાત્ર—નારદ.

ચાલો. ચિત્રસેન માટે મારા મગજમાં રચેલી યુક્તિઓમાં, બીજો ટપ્પો મેં સેહલાઇથી પસાર કીધો છે. ભગવાનની સભામાં ચિત્રસેનને માટે મારા હૃદયમાં ઘર કરી બેઠેલા વૈરનો પેહેલો પડદો મેં ઉઘાડ્યો છે અને આ વેળા ચિત્રસેને શ્રીકૃષ્ણભગવાનની સાથે યુદ્ધમાં ઉતરવાની યુક્તિ એ મૂર્ખે પોતેજ મને સૂચવી, બીજો પડદો એણે ઉઘાડ્યો છે. તો પછી હું તે શા માટે ના પાડું! જ્યાં દેવતાઓ પગ મુકવાને બીહે ત્યાંહાં મુરખાઓ કુદી પડવાને હામ ભીડે છે. અજીત ભગવાનથી ભલાભલા ભય પામે છે ત્યાં ચિત્રસેન તેના સાથ યુદ્ધમાં ઉતરવા માગે છે. પણ હવે રણભૂમીઉપર કોણકોણ આવશે? શું ઇંદ્ર, ચિત્રસેનને સાહાતા આપશે? હું નથી માનતો. પણ કદાચ આપી તો આપણને વળી એવડી ગમત પડશે. ઇંદ્ર પોતાના ઇંદ્રપદ માટે નકામા ભય રાખી બિચારા હજારો વર્ષસુધી તપ કરનારા ઋષીઓનું તપ પોતાની અપ્સરાઓ મોકલી રદ કરાવે છે તો તેને પણ તેની કરણીનું ફળ પોતાની મેળેજ મળવાનું હોએ તો બેવડું સારૂં! આપણે તો તણખુંજ સળગાવી થોડીકવાર ગમત મેળવવાનો વિ-

માર કીધા છે પણ તેમાંથી જો વનનાવન સળગી હોતો પછી ઉભય: પડો મેદાન અને મરો શુરાતનમાં. એકને બદલે અનેક મરશે અને અનેક મુક્તિ પામશે. પછી મરને ભર્યાં છોકરાં રડી રઝલી મરે! ઠીક છે. આગલ તો આવો. મોટી મજા છે. (નિકળી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થલ—અમરાવતિ.

પાત્ર—ઇંદ્ર, યમ, વરૂણ, અગ્નિ, મૈત્રેય, વેત્રવતિ ઇત્યાદિ.

**વેત્રવતિ**– રાજા ઇંદ્રનો જયજયકાર થાઓ.

**ઇંદ્ર**– વિશ્વામિત્રે મારૂં રાજ્યપદ સંપાદન કરવાને અર્થે ઘોર તપ કરવા માંડ્યું છે. તેના તપનો ભંગ કરવાને માટે મેં મારી બે અપ્સરાઓ નામે મેનિકા તથા ઉર્વશીને મોકલી છે; પણ તેઓ હજી પાછી આવી નથી. તે શું હશે વારૂં! મને ભય લાગે છે.

**યમ**– ઇંદ્રરાજ, ભયનો નાશ કરનારો હું ભીમરૂપી યમધર્મ તથા સર્વે વિઘ્ન ભસ્મ કરનારા આ અગ્નિદેવ તથા સર્વે આપદા ધોવાડનારા આ વરૂણદેવ આહિં બેઠેલા છતાં આપને ભયની કાંઇ પણ બાધા થવી જોઇએ નહિં.

**અગ્નિ**– વિશ્વામિત્ર આગલ પણ એવુંજ ઘોર તપ કરવા બેઠા હતા પણ આપની ચતુર અપ્સરાઓએ તેમને કુતરો બનાવી આહિં લાવ્યા હતા તે વાત તો આપ જાણતા હશો.

**ઇંદ્ર**– મારી કુશલ અપ્સરાઓ વશીકરણ વિદ્યામાં પ્રવીણ છે તોયપણ આ વેળાએ બહુ વિલંબ થવાથી મનમાં મોટી શંકા ઉત્પન્ન થાય છે.

**મૈત્રેય**– વાહ્વાઃ કેવો બનાવ! મોંહોમાથી શબ્દ બાહાર નિકળ્યાં નહિં એટલામાં તો શંકા નિવારણ કરવાને માટે આવી પોંહોચી! નિશ્ચય એ કાંઇ શુભ ચિન્હ દેખાડે છે.

**ઇંદ્ર**– શું મેનિકા ને ઉર્વશી આવી?

**મૈત્રેય**– હા દેવેંદ્ર. તે જુઓ. હસતી, નાચતી, ગાતી, ને નખરાં કરતી કરતી સભામાં પ્રવેશ કરે છે.

**વરૂણ**– નિઃસંશય વિશ્વામિત્રના તપોભંગ સુચક આ એક ચિન્હ છે.

(મેનિકા તથા ઉર્વશી ગાતી નાચતી પ્રવેશ ક

મેનિકા તથા ઉર્વશી—

## ઠુમરી.

(રાગ બેહાગ, "લંગરધીટ"—એ રાહ ઉપર.)

અમરદીપ સત સત શોભન મોહન સુખકારી,
જો વિલસે સહસ્ત્રનયન મોબતનું ધામ-અ૦-ટેક.
ભાળો પોષણ સઉ દેવનૂં મેઘનો રાજા,
ઇંદ્ર બિરાજે સાધક સાથ—અમરદીપ૦—૧

ઇંદ્ર- અપ્સરાઓ, મારા કાર્યવિષે તમો જશ સંપાદન કરી આવી છો એમ તમારી આનંદ યુકત મુખચર્યા દેખાડે છે.

મેનિકા- અજીત જે મદન તેના બાણથી ક્યા પ્રાણીનું મન ઘાઅલ થતું નથી? કામ સાગરમાં અમોએ નાખેલી અમારી લાવણ્ય તથા નૃત્ય ગાયનરૂપ જાળમાં વિશ્વામિત્ર ઋષિ એ માછલું સપડાઈ ગયું.

મૈત્રેય- પણ તે માછલું જીવતું તો છે ને? મરી તો ગયું નથી? ખરૂં છે. ભવજાલ કરતાં સ્ત્રીજાલ વધારે દુસ્તર રેહે છે. એકવાર કોઈ પુરૂષ તેમાં સપડાઈ ગયો કે તેમાંથી બાહાર નિકળવા બહુ કઠણ પડે છે.

ઇંદ્ર- શાબાસ! મેનિકા શાબાસ! શાબાસ ઉર્વશી! તમો મારા કાર્યવિષે જશ પામી આવ્યાથી તમારા ઉપરની મારી પ્રીતિ ઘણી વધી ગઈ છે. સ્ત્રીના સામર્થનો આ એક ખરો દાખલો જોવામાં આવે છે.

વરૂણ- શાસ્ત્રમાં સ્ત્રી અબલા કરીને કેહેવાય છે, પણ એમાં શાસ્ત્રકર્તાઓએ મોટી ભુલ ખાધી છે. કારણ શસ્ત્રધારી પુરૂષકરતા પણ સ્ત્રીને વધારે બલ રેહેછે.

મૈત્રેય- હો હો હો! દુર્ગુણી સ્ત્રીમાં કેટલું બધું બલ રેહે છે! કદાચ તે વળ ચઢાવીને કોઈ પુરૂષને નેત્રકટાક્ષ બાણ મારે તો તે ગમે તેવો શાહાણો અથવા વિવેકી પુરૂષ હોય તોપણ તેની મોંકાણ વળી જાય છે.

ઇંદ્ર- મૈત્રેય, તું ખરૂં કેહે છે. સ્ત્રીનું ખરૂં શસ્ત્ર એ તેનું રૂપજ છે, કે જેથી કરી તે સર્વે જગતને જીતે છે.

યમ- ખરેખર, મહારાજ. પુરૂષો પોતાના શસ્ત્રબલવડે શત્રુને જીતેછે, તો સ્ત્રીઓ પોતાના ચરિત્ર તથા આંખના પલકારાથી તેમને જીતે છે. એ આંખોની ફતેહ એવી છે કે તે આંમ ફરકે છે તો આમ જીતે છે અને આમ ફરકે છે તો આમ ફતેહ પામે છે. સ્ત્રીઓની આંખોમાં કંઈ જાદુ છે જે પુરૂષોને તરત વશ કરે છે.

મૈત્રેય— મહારાજ, એ શાના ગપાટા હાંકો છો? એ તો દુર્ગુણી સ્ત્રીના લક્ષણો છે ને તે લક્ષણો સુજ્ઞ લોકો માન્ય રાખતા નથી. સ્ત્રીનું ખરૂં શસ્ત્ર તેનું રૂપ નથી પણ તેના સદ્‌ગુણ તથા પતિવ્રતપણું છે ને તે થકી તે સદા બળવાળી તથા અજીંક્ય રેહે છે. કહ્યું છે કે, કદાચ મોટા કોટ લેવાય પણ સદ્‌ગુણી સ્ત્રી ના લેવાય.

વેત્રવતિ— અમરનાથ, આપની રંભા અહિં પ્રવેશ કરવા માગે છે.

મૈત્રેય— અરે, પણ આજે આ બધાનું અહિં શું કામ છે? કોણ જાણે કોને ખાડામાં નાખી દઇ આવી હશે.

(રંભા નાચતી નાચતી તથા ગાતી ગાતી પ્રવેશ કરે છે.)

રંભા—

## ઠુમરી.

(રાગ પરજ, "મગ ચલત કાનસેં હટકી" એ રાહ.)

હું તો ચાલી રે ઇંદ્રને મળવા,
મુજનું મન મોહિત થાય સ્વરૂપથી,
સુખદ પ્રીત જડવા લુટવા—ટેક.
સ્વર્ગ ધામ નહિ ભુવન ઇંદ્રનું,
એ તો પ્રીત સદન, હસવા રમવા. ॥૧॥ હું તો ચાલીરે ઇંદ્રને૦ ૧

યમ— મૈત્રેય, અપ્સરાઓના ગાયનથી તથા રૂપથી તું એમના ઉપર મોહી પડ્યો છે એમ દેખાય છે. તારી ઇચ્છા હોય તો એમાંથી એક અપ્સરા તારી સાથે પરણે એમ કરૂં, છે તારી ઇચ્છા?

મૈત્રેય— અરેરેરે! આ શું બોલો છો! એની સાથે પરણું તો મારા ભોગજ જાગે તો! એવી સ્ત્રીસાથે પરણવું મારૂ કયમ પાલવે! એ રૂપાળી પણ પાંખોવાળી સ્ત્રીની સાથે જો હું પરણું તો મારો સત્યાનાશ વાળી દે. મારી સ્ત્રીને પાંખ નથી તેથી હું રાત્રીએ નિરાંતે ઊંઘુંછું.

અગ્નિ— મૈત્રેય, તારા મનમાં તો ભાવે છે પણ તું ફોકટ મુંડી હલાવે છે. ગાંડા, જે પુરૂષનું ભાગ્ય સારૂં હોય તેનેજ એ અપ્સરા પ્રાપ્ત થાય.

ઇંદ્ર— એ હતભાગી શું સમજે?

મૈત્રેય— મહારાજ, એવા ભાગ્યને હું દુર્ભાગ્ય ગણુંછું. હું તો એમની સંગતીથી દુર્ગુણી બની જઇશ.

યમ— એમ કયમ વારૂ? એમના દુર્ગુણ તને વળગી રેહેશે કે શું?

મૈત્રેય— અરે, વળગી રેહેશે એટલુંજ નહિ પણ વજ્ર લેપ થઈ પડશે.

ઇંદ્ર— તું અમસ્તો બીહેછે. એની સંગતીથી તારી સ્થિતિમાં બગાડ થશે નહિં.

વરૂણ— ઉલટી તારી સ્થિતિ સુધરશે.

મૈત્રેય— (સ્વગત). ક્યાં બળી અક્કલ! (ખુલીરીતે) મહારાજ, એમ નહિ. જેવી સંગત તેવું પરિણામ. કહ્યું છે કે—

## (દોહરા.)

ક્ષાર નીર ઘન પાન કરે, વર્ષે મિઠિ જળધાર,
દુષ્ટ સર્પ દુધ મધુર પીઇ, ઝેર વમે અનિવાર.

માટે સમાગમ એ સારા અથવા નઠારા ગુણનું કારણ છે. બીજું—

અંગારે ઘન-બુંદ પડે, આકાશે ઉડી જાય,
તેજ બુંદ સિપમાં પડે, સુગર મોતી બની જાય.

ઇંદ્ર— મૈત્રેય, શાબાસ, શાબાસ! આ તારો ઉપદેશ સર્વેઓને સ્વીકારવા જોગ છે. તું બહુ કુશળ છે. હું તારા ઉપર પ્રસન્ન થયોછું. માટે માગ. તું જે માગે તે હું આપવાને સિદ્ધ છું.

મૈ૦— માગુંછું મહારાજ. પણ તે આપવા આપ આનાકાની તો કરશો નહિ ને!

યમ— અરે. એમ કાંઈ બને! અરે, કદાચ મેરૂપર્વત ચલે, સૂર્ય તેજ તજે, પણ ઇંદ્રરાજ સત્ય નહિં છોડે.

મૈ૦— હા હા. એ ખરૂં. સાંભળો, હું માગું છું તે. મહારાજ, આપની કૃપાથી મને કશી પ્રકારની કમી નથી. પણ પેલી તમારી અપ્સરા કેવારની મને આંખે કરીને ઇશારત કર્યા કરેછે તેને જરા આપ અટકાવ કરો એટલે થયું.

મેનિકા— અરે, એ જુઠા, મેં તને ક્યારે ઇશારત કરી!

મૈ૦—ના, બાઈ ના. હું તમારે માટે નથી કેહેતો. (તરત બીજી દેખાડીને) હું તો આ અપ્સરાને માટે કહુંછું.

ઉર્વશી— મૈત્રેય, કયમ હવે તું મને ગળે પડે છે કે! વાઃરે,વાઃ, ડાળઘાલુ ઠગારા. હમણા શાપ દઇશ.

મૈ૦— અરે, ના ના. હું કાંઇ તમને નહિં કેહતો. હવે શું કરૂં? હવે કોણને બતાવું? અરે, બાઈ, હું તો પેલી, પેલી, પેલી— (ગભરાટ કરેછે. સભા હસી પડેછે. એવામાં ચિત્રસેન પ્રવેશ કરે છે.)

ઇંદ્ર—ચિત્રસેન, તું ભલે પધાર્યો. તારૂં આગમન બહુ દિવસે થવાથી તારા સુંદર ગાયન સાંભળવાવિષે મને ઇચ્છા ઉત્પન્ન થઇ છે. આજ મારૂં મન હર્ષિત થયું છે.

ચિત્રસેન—સર્વ દેવતાઓના સ્વામિ, આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. ગાઉછું. સાંભળો.

## ધ્રુપદ.

(રાગ મેઘમલ્હાર.)

ભાજો રે, સુરસમુખ, નામધામ, વિશાળ નમેશ,
અમરનાથ, પ્રબળ અયેરાવત કુંદવદન—ભાજો૦—
વજ્રધાર, તમ શરણાગત તારે, વારે, ભારે આકૃત
કર અમૃતસિંધુ સદય જગસૌખ્યસદન—ભાજો૦

ઇંદ્ર—ચિત્રસેન, હું પ્રસન્ન થયો છું. પણ આજે તારૂં આગમન અકાળે કેમ થયું?

ચિ૦—કામ અનુકૂળ નહિ હોવાથી અકાળે આપના ચરણ પાસે આવવાની અગત્ય પડી છે. મહારાજ, હું આપની સાહાય્યની ઇચ્છા ધારણ કરી આપને શ્રમ આપવા આવ્યો છું.

ઇંદ્ર—હું તો તારો સદાનો સાહાય્ય કરનારો છું. તને કયા પ્રકારની સાહાય્ય જોઇએ. દ્રવ્ય જોઇતું હોય તો કુબેરને આજ્ઞા કરૂં.

ચિ૦—મને દ્રવ્યબ્રવ્ય કાંઇ જોઇતું નથી. મારા ઉપર મારો શત્રુ ચઢાઇ કરી આવવા માગે છે. તે યુદ્ધપ્રસંગમાં આપે મને સાહાય્ય આપીને મારી લાજનું રક્ષણ કરવું.

મૈ૦—એમાં તો વધારે શું છે? મહારાજ, મને આજ્ઞા કરો કે બોલતાબોલતા તે શત્રુને અહિં બાંધી લાઉં.

યમ—અરે, એ કામ કાંઇ લાડવા ઓકાવવાનું નથી. અગ્નિ અસ્ત્રનો માર માર ખાવો પડે છે.

મૈ૦—એમ કે? ત્યારે તો તે ભાઇ તમેજ ખાવો. મને સુખેથી આસન ઉપર બેસી ઝોકા ખાવાદો એટલે પત્યું.

ઇંદ્ર—ચિત્રસેન, તને સાહાય્ય હું ખુશીથી આપીશ. મારૂં સર્વે સૈન્ય તારે સ્વાધીન કરીશ.

મૈં૦— પણ કોણની સાથે લડાઇ કરવી છે એ કાંઇ એમને પુછયું? જો મારા જેવો શત્રુ બલવાન હોય તો તેને સાંમે જવાને હું તૈયાર છું.

ચિ૦—શ્રીકૃષ્ણે મને દેહાંતદંડ કરવા પ્રતિજ્ઞા કરીછે. તેની સાથે મારૂ લડવુંછે.

મૈં૦— બાપરે! મારા તો હાથ પગ ધ્રુજે છે! નાનાને નાનોજ શત્રુ!

ઇંદ્ર— શું તું ભગવાન સાથે લડવા માગે છે? ખરૂખર ચિત્રસેન, આ વિષય ઘણો વિચારવાજોગ છે કેમકે તે સમબલી શત્રુ નથી. સર્વ શક્તિમાન ભગવાન સાથે લડવું એ આપણા બધાની શક્તિથી દુર છે.

ચિ૦— ત્યારે શું સાહાય્ય આપવાનો ધર્મ છે તેનું આપ ઉલ્લંઘન કરવા માગો છો?

ઇંદ્ર— ધર્મનૂં ઉલ્લંઘન કરવા હું માગતો નથી. પણ આ કાર્યમાં તારૂં રક્ષણ કરવા હું વચનથી બંધાતો નથી.

ચિ૦— ત્યારે, શું રામ મૂર્ખ હતા કે તેણે વગર વચને, સુગ્રીવ તથા બિભીષણનૂં રક્ષણ કર્યું?

યમ— પરમેશ્વરની શક્તિ અપાર છે. તેમની ઉપમા એ ઠેકાણે આપવી છાજે નહિં.

ઇંદ્ર— પણ તું મને કેહેતો ખરો કે કયા અપરાધસર શ્રીકૃષ્ણે તને શિક્ષા કરવા પ્રતિજ્ઞા કરી છે.

ચિ૦— હું એક દિવસે પૃથ્વીઉપર મારી પ્રિયા સાથે જલક્રીડા કરવા ગયો હતો, ત્યાં એક ગોવાળ પાણી પીવા આવ્યો. મેં તેને લાજને લીધે ત્યાંથી હાંકી કાઢયો. પણ તે થોડો દુર જઇ પડી ગયો ને મરણ પામ્યો. મેં કાંઇ એને માર્યો નથી. એવિષેનો યથાર્થ ન્યાય કરનારા એ યમધર્મ બેઠા છે. પુછો એમને મહારાજ.

યમ— દ્વારપાળ, પાપપુણ્યનો હસાબ રાખનારા મારા ચિત્રગુપ્તને તેડી લાવ.

(ચિત્રગુપ્ત પ્રવેશ કરે છે.)

ચિત્રસેનના નામઉપર કોઇ ગોવાળહત્યાનો દોષ લખ્યો છે?

ચિત્રગુપ્ત— હા મહારાજ, ચિત્રસેન બહુ દોષિત છે.

ચિ૦— દોષિત હોઉં તો ભલે, પણ મેં મારા હાથે એને માર્યો નથી.

ઇંદ્ર— એ દોષિત છે તો પણ એટલી મોટી શિક્ષાનો એ પાત્ર છે એમ મને લાગતું નથી. માટે આ પ્રસંગે ચિત્રસેનને સાહાય્ય આપવી ઘટે છે. નકર મારી કીર્તીને લાંછન લાગશે.

ચિ૦— ધન્ય છે મહારાજ, આપની કીર્તિ અને શુરાતનને ! આપ ખરેજ દુર્બળનું રક્ષણ કરનારા છો.

મૈ૦— મહારાજ, ગોકળવાસીઓએ એક પ્રસંગે આપની પુજા કરવાને બદલે ગોવર્ધનપર્વતની પુજા કરી તેથી આપને રીસ ચઢી. આપે બહુ પર્જન્યવૃષ્ટિ કરી; પણ શ્રીકૃષ્ણભગવાને ગોવર્ધનપર્વત પોતાની એક આંગળી ઉપર ધારણ કરી ગોકુળવાસી જનનું રક્ષણ કર્યું. તે વાત આપ ભુલી ગયા હશો એમ નથી.

ઇંદ્ર— એ પણ ખરૂં છે. સમર્થ સાથે સ્પર્ધા કરવી અશાસ્ત્ર છે. તેમાં જશ કદિ મળે નહિં. સુડી વચ્ચે સોપારી જેવી મારી અવસ્થા થઇ છે. મારાથી આમ પણ બોલાતું નથી ને તેમ પણ બોલાતું નથી.

મૈ૦— સ્વચ્છ ના કહો, બીજું શું. એમાં તે ભીડ શાની.

ઇંદ્ર— આ પ્રસંગે એમજ કેહેવું મારે યોગ્ય છે; માટે ચિત્રસેન, હું ખરેખર દુઃખી છું.

ચિ૦— ત્યારે શું તમો ના પાડો છો ? જો આ ધર્માસન મને ન્યાય ના આપે, જો તમારા જેવા બળવંત દેવતાઓ મને સાહાય્ય નહિં આપે તો બીજા કોણ આપે ? શું આ ગગનમંડળમાં ન્યાયનો લોપ થઇ ગયો છે ? શું શૂર અને બલ નષ્ટ થયાં છે ? ઇંદ્ર જેવા સહસ્ત્રનેત્રી બલાત્કાર કરનારાઓથી ભય પામે તો પછી થઇ ચુક્યું ! હે પાપીને શાસન કરનારા યમદેવ, એ સર્વે જગતનું પોષણ કરનારા અગ્નિદેવ, હે પ્રતાપી વરૂણદેવ, શું તમો બધા બલહીન થયા છો ? ક્યાં ગયું તમારૂં પરાક્રમ ! ક્યાં ગયું તમારૂં શુરાતન, ને ક્યાં ગઇ તમારી કીર્તિ ! જો તમો ખરાજ નામધારી હો તો આપો મને સાહ્યતા, કરો મારા ઉપર અનઘટતું બલાત્કાર કરનારાને શાસન ને બચાવો એક નિર્દોષને; તોજ તમારો જશ વધશે ને તોજ તમારૂં નામ અમર થશે.

ઇંદ્ર— ચિત્રસેન, તું એટલો તપી નહિં જા. તારી સ્થિતિ દયા આણવાજોગ છે. તારી એ સર્વે વાત ખરી છે. પણ દુઃખી છું કે ભગવાન સાથે વેર બાંધવા હું ઇચ્છિતો નથી. માટે હું તને ભલામણ કરૂંછું કે તું ભગવાનનેજ શરણે જા ને તારો બચાવ તેનાથીજ માગી લે. નિશ્ચય તારાથી હવે સ્વર્ગમાં નહિં રેહેવાય.

ચિ૦— ધિક્ તમારા પુરૂષાર્થને ! મેં ભુલ કરી કે હું તમારી સાહાય્યતા માગવા આવ્યો. મારે માથે મહા સંકટ આવી પડ્યું છે તો તે હું પોતેજ ઉપાડીશ. જંગલેજંગલ જઇ પડીશ. સર્વે દુઃખ ખમીશ. મારા જીવને પણ જવા દઇશ, પણ અઘટિત રીતે શત્રૂને શરણે જઈ મારી કીર્તીને તથા કુલને લાંછન નહિં લગાડીશ. હું જાણુંછું. હું તમારી દરકાર કરતો નથી.

## અંક ૩ જો.

---

### પ્રવેશ ૧ લો.

સ્થળ—અરણ્ય.

પાત્ર—ચિત્રસેન, વિલાસવતિ તથા ચંદ્રકાંત.

**ચિત્રસેન**- પ્રિયા, અંતે પરિણામ એવું થયું! રાજા સિંહાસન ઉપર હોય તોજ તે પોતાનું તેજ તથા શક્તિ જાળવી શકે છે. પણ તે પદભ્રષ્ટ થયો કે તેનું સર્વ તેજ તથા સત્તા નાશ પામે છે. ઇંદ્રની આજ્ઞાથી પદભ્રષ્ટ થવાને લીધે આ પૃથ્વીઉપર આવી વાસ કરવાથી સ્વર્ગમાંની સર્વ ક્રિયા મારે હાથે યથાસાંગ થતી નથી. તેથી હું બહુ લાચાર બન્યો છું. હવે તો જંગલમાંજ રહી દાહાડા કાઢું ને તક આવી પોંહોચે તો કોઇની સાહ્યતા લઇ મારૂં કામ સાધી લઉં. એજ ઉપાય હવે બાકી રહ્યો છે. પ્રિયા, મેં તને બહુ વિનવીને કહ્યું કે તું મારી સાથે પૃથ્વીઉપર નહિં આવ પણ આ પુત્રસાથે સ્વર્ગમાંજ સુખેથી વાસ કર. પણ તેં મારી વાત માન્ય રાખી નહિ ને મારી સાથે દુઃખ ભોગવવાનો નિશ્ચય કરી અહિં આવી દુઃખમાં પડી છે. પ્રિયા, તમો નિત્ય સુખાસને બેસનારા, નિરંતર અમૃતપાન કરનારા તથા વિમાને બેસી ગમન કરનારા છતાં આ ઉજ્જડ વગડાનો ત્રાસ તમારાથી કયમ ખમાશે ને આ સકુમાર બાલકની શી વલે થશે?

**વિલાસવતિ**- પ્રાણનાથ, આ આપ શું બોલો છો! સ્ત્રી ધન્ય તેજ કેહેવાય કે જે પોતાના પતીની ચડતી તથા પડતી અવસ્થામાં તેના ઉપર સરખો પ્રેમ રાખી વર્તે; પણ આપના ભાષણ ઉપરથી મને એમ લાગેછે કે આપ મને છેક પારકી સ્ત્રી જેવી ગણોછો ને આ કઠણ પ્રવાસથી આપને થનારા દુઃખ કરતાં આપ અમારે થકી વધારે દુઃખીઆરા થયા છો. અરેરે, હું જો આપને પ્રથમમાંજ તામ્બુલ નાખી દેવા નહિ કેહેત તો આજે આ ઘોર પ્રસંગ આપણાં ઉપર કદી નહિ આવત.

**ચિ૦**- પ્રિયા, એમાં તારો કાંઈ વાંક નથી. તું અમસ્તી દુઃખી મા થા. જેમ થવાનું હશે તે કાંઈ નહિ થાય એમ સમજવું નહિં.

**વિલાસ૦**- પ્રાણનાથ, આપ મારી સંગાથે છો તેથી મને કાંઈ દુઃખ થતું નથી. હું તો સદાનીજ સુખી છું. પણ આ આપણાં અજ્ઞાન બાળકનું દુઃખ હું શી રીતે નિવારીશ?

**ચિત્ર૦**– ખરેખર એ બાળકવિષે મારા પણ મનમાં અતિશય ચિંતા ઉત્પન્ન થાય છે. પણ પ્રિયા, હું શું કરૂં ? મારા હીણભાગ્ય આગળ મારૂં કાંઈ ચાલતું નથી. હું લાચાર છું.

**ચંદ્રકાંત**– પિતા, માતા, તમો અકળાશો મા. જે દયાલુ પરમેશ્વર બાળોબ-ચ્ચાનું પાલણ પોષણ કરેછે તે શું આપણને ભુખે મારશે ? નહિં, એમ કદી થાય નહિં.

**ચિ૦**– મારા ડાહા, મારા વાહલા કુવર, તારામાં એટલું બધું શાહણપણ દેખાય છે તેથી મારા જીવને બહુ ધીરજ આવે છે.

**વિલાસ૦**– પ્રાણનાથ, જુવો પણે કેવું સુંદર ને રમણીય સ્થલ દેખાય છે ! ચાલો, આપણે ત્યાં જઈ જરાવાર વિશ્રાંતિ લઈએ.

**ચંદ્ર૦**– આહાહા ! કેવી મનોહર જગ્યા દેખાય છે !

**ચિ૦**– ઝાડપાનથી સુશોભિત થએલું તે સ્થલ જોઈ મને એમ લાગેછે કે ત્યાં આપણને કાંઈ પણ ખાવાપીવાની વસ્તુ મળશે, માટે ચાલ પ્રિયા. આપણે ત્યાં જઈએ. (જાયછે.)

---

### પ્રવેશ ૨ જો.

સ્થલ–રાક્ષસી માયાનો દેખાવ. એક સુંદર બગીચો.

પાત્ર—એક રાક્ષસ તથા તેની સ્ત્રી.

**રાક્ષસ તથા રાક્ષસી**–

## લાવણી.

(મેરે પિયુકા નવ રંગ બાગ, એ રાહ.)

જુવો સજન તમ જીવ નવ જોબન અચરત ઉપજાવે,
અંગ એક પણ રંગ અનેક લઈ અભિનય બતલાવે,
નવા નવા નિત ખેલ રચીને તન મન હરખાવે,
ઘર સંસારે ભજી બતલાવી જન દિલ લલચાવે.

ઝુલ.

જોબન છે સુખની આસ, ભાઈઓ, જોબન છે સુખની આસ,
જોબન છે સુખની આસ, હૃદયમાં, રાખે સદા ઉલ્હાસ,
રાખે સદા ઉલ્હાસ, ગણે નહિં, ભવજંજાલનો ત્રાસ,
ભવજંજાલનો ત્રાસ, રમાડે, કરવેથી જીવને વિલાસ,

જોબન રે દુઃખ વિસરાવે, જોબન રે દુઃખ વિસરાવે,
ઘર સંસારે ભજી બતલાવી જન દિલ લલચાવે.—૧
બચપણ, ઘડપણ, સગપણ સરખું બહુ દુઃખ નિત લાવે,
જીવન મરણ ભય કારણ મનને નિશિદિન અકળાવે,
બાળ બુદ્ધિહિણ વૃદ્ધ શક્તિવણ પરવશતા લાવે,
ધરીને લાંકડી વાંકી કમર કરી ભોંયતળ અજમાવે,

ગુલ.

જીવ જીંદગીની છે પ્રભાત, નાહનપણ, જીવ જીંદગીની છે પ્રભાત,
જીવ જીંદગીની છે પ્રભાત, જુવાની, ભર બપોર ખરેખાત,
ભર બપોર ખરેખાત, ઘડપણ, ઘેરી અંધારી રાત,
ઘેરી અંધારી રાત, ધ્યાનમાં રાખવી છે એ ત્રણ વાત,
જોબન રે દુઃખ વિસરાવે, જોબન રે દુઃખ વિસરાવે—ઘર૦—૨

**રાક્ષસી**– અરે, સબર, સબર. કિન્નર જાતીનો અહિં વાસ આવે છે!

**રાક્ષસ**– પ્રિયા, મને પણ આવે છે. ત્યાંથી આવતો જણાય છે. આજે કિન્નર માંસ ખાવા મળશે તો બહુ મજા પડશે. ચાલ.

(જાયછે. ચિત્રસેન, વિલાસવતિ તથા ચંદ્રકાંત પ્રવેશ કરેછે.)

**ચિત્રસેન**–

**ઠુમરી.**

(રાગ કાલિંગડા–મિશ્રિત પરજ.)

મનોહર સુંદર ઉપવન જાણ, રચના ચિત્રસમાન—મનોહર૦—ટેક.
જાઇ, ચંમેલી, ગુલાબ, મોઘરા, ચિત્ત કરે રમમાણ—મનો૦—૧
રંગિત સુંદર શોભિત મંદિર, એ વિશ્રાંતિસ્થાન—મનોહર૦—૨

**વિલાસવતિ**–પ્રિતમ; શું સુંદર આ બગીચો છે! આ નાહાના ઝાડઉપર પાકેલા ફૂલની પરમેશ્વરે ઠીક પ્રાપ્તિ કરી છે.

**ચિત્રસેન**– તારે જોઇએ તે તોડી ખા. એના ધણીને એનું માગશે તે દામ આપશું.

(વિલાસવતિ ફૂલ તોડવા જાય છે. ઝાડ સુકકું થાય છે.)

**વિલા૦**– અરે, આ શો ચમત્કાર! એને સ્પર્શ કર્યાથી એ અદશ્ય થઇ ગયું.

ચિત્ર૦— ના ના, પ્રિયા. આમ કાંઇ હોય ? તું ભુળતી હોઇશ. આ બીજા ઝાડ ઉપરથી તોડ.

વિલાસ૦— ( એક ઝાડ અદૃશ્ય થતું જોઇ) જોયું, પ્રિય, એ પણ અદૃશ્ય થઇ ગયું. ખચિત આ બનાવ આશ્ચર્યકારક છે.

ચંદ્રકાંત— અરે, ઉભા રહો, માતપિતા. હું આ ઝાડ ઉપરથી ફળ તોડી લાવી તમને આપું.

ચિત્ર૦— જા પ્રિય કુંવર. તું તોડી લાવ. તારી માતા શંકાયુક્ત થઇ ગઇ છે અને ગભરાટથી એની આંખો વિચિત્ર દેખાવો જોયે છે. પ્રિયા, તું જરા વિશ્રાંતિ લે.

વિલાસ૦— ના પ્રિયપતિ. મારૂં મન શાંત છે.

ચંદ્રકાંત— ( ઝાડ અદૃશ્ય થતું જોઈ એકદમ પિતાપાસે દોડી આવી ) બાપા, બાપા, માતા સત્ય કેહે છે. આ ઝાડોમાં કાંઇ ચમત્કાર છે. તમે આવીને ખાત્રી કરી લો.

ચિત્ર૦— બેટા, તને પણ તારી માતાની જરા અસર થઇ છે. લાવ, હું તપાસી જોઉં.

## ધ્રુપદ.

(રાગ ખમાજ.)

વિશ્વ સકળ જીવ ધરે લોચનની આસ પુરે,<br>
સુમનસુંદરકાર દિલખુશાલ શોભે રે—ટેક.<br>
મધુર ગંધ મનમાંહે સુખની લહર લાવે,<br>
ફળફુલને સુધારે પ્રાણીઓનો જીવ મોહે—શોભે રે૦—૧

આહા ! આ ફુવારો, આ મેહેલ, આ બગીચો, આંખોને તાડક કરે છે. (ફુવારો સ્પર્શથી અદૃશ્ય થાય છે.) શો ભેદ ! પ્રિયા, તારૂં કેહેવું સાચું છે. આતો ચમત્કારીક બનાવો ! આ ફુવારાનું સુકકું ઝાડ થઇ ગયું ! આ મંદિરની અવસ્થા પણ એવી છે કે શું ? ( મંદિર અદૃશ્ય થઇ તે ઠેકાણે પાહાડ ઉપન્ન થાય છે ) અરે, આ હું શું દેખું છું ?

ચંદ્રકાંત— પિતાજી, તમે અમને ખોટા પાંડતા હતા તે તમારી ખાત્રી થઇ?

ચિત્ર૦— મારા આખા જન્મારામાં આવો બનાવ મેં કોઇ દાહાડો પણ દિઠો નથી. પ્રિયા, એ રાક્ષસીમાયા તો ના હોય ?

વિલાસ૦— એક પલકમાં જંગલ બની ગયું ! ઇશ્વર, એ રાક્ષસીમાયાજ

છે. પ્રિયકાંત, ચાલો આહિંથી આપણે વેહેલા જઇએ. નહિતર આપણે માથે અચાનક કાંઇ વિઘ્ન આવી પડશે.

( નેપથ્યમાંથી. )

**રાક્ષસો–** હાંઃખાઉં ! ખાઉં ! કાચો ને કાચો ખાઉં !

**વિલાસ૦–** પ્રિયપતિ, અહિંથી ન્હાસો. આ કાંઈ બલા છે.

**ચિત્ર૦–** હે ચંડાળો, તમે કોણ છો ? શું છે તમારૂં નામ અને કામ તે ઝટ જણાવો.

**રાક્ષસ–** અમે મનુષ્યના શત્રુ, દેવના કાળજાં ખાનારા ને તમારો ભક્ષ્ય કરનારા છીયે.

**ચિત્ર૦–** પ્રિયા, ગભરાટ નહિં કર. આ મારા ખડગથી એના બે કટકા કરવાને હું શક્તિમાન છું.

**ચંદ્રકાંત–** માતા, મને બાઝવા દે. મને બહુ બીક લાગે છે.

**ચિત્ર૦–** પુત્ર, આમ હિચકારો શું બને છે ! હિંમત ધર.

**વિલા૦–** ઓ પતિ, પેલો ભયંકર રાક્ષસ નિકળે છે. ન્હાસો પતિ. હું વિનવું છું કે જીવ બચાવો.

**૨ જો રાક્ષસ–** ( અંદરથી ) ખાઉં ! ખાઉં. ગંધર્વને આખોજ ગળી જાઉં !

**ચિત્ર૦–** હે ચંડાળો, અંદર પેસી ગધેડાની પેઠે ભુંકો છો શું ? બાહાર આવો અને મારી યુદ્ધકલાનું બલ અજમાવો.

**૧ લો રાક્ષસ** ( બાહાર આવી ) હે પ્રાણી, તારૂં બલ મારા પેટમાં અજમાવજે. હમણા તો તું મારા ડાચામાં પેસી જા.

(તેને બાઝવા જાય છે. યુદ્ધ થાય છે. રાક્ષસ નિચે પડે છે. ચિત્રસેન ખડગ ભોકવા માગે છે એવામાં બીજો રાક્ષસ આવી તેને સાહાય્ય આપી ચિત્રસેનને પકડી લે છે.)

**૨ જો રાક્ષસ–** લઇ ચાલો એને. એને આપણી ભઠીમાં ભુંજી ખાશું તો કાચો ખાવા કરતાં વધારે સ્વાદ આપશે.

**વિલાસ૦–** હે ભયંકર પ્રાણીઓ, તમો, મારા પ્રિયનાથને પરમેશ્વર ખાતર છોડી દો ને તમારે જોઇએ તો એમના બદલામાં મને લઇ જાવો.

**૧ લો રા૦–** ખસ ડાચણ, તારૂં તથા આ બાળકનું ફીકુ માંસ અમને નહિં ખપે.

( રાક્ષસો વિલાસવતીને ધક્કો મારી પાડી નાખે છે. ને ચિત્રસેનને ઉચકી લઇ જાય છે. )

**વિલાસવતિ**– ઓ પતિ! ઓ પ્રાણનાથ— (દોડતી જાય છે.)

**ચંદ્રકાંત**– હાય હાય! મારી માતા, મારી વાહાલી માતા, તું મને નિર્જન વગડે એકલડો મુકી કયાં જાય છે? મને પણ તારીસાથે આવવા દે.

(દોડતો જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થલ—અરણ્યનો બીજો ભાગ.

(રાક્ષસો ચિત્રસેનને ઘસડાતો લઇ આવે છે.)

**ચિત્ર૦**– ભાઇઓ, હું મરવાને તૈયાર છું. પણ મારાવિના મારી સ્ત્રી તથા પુત્ર પ્રાણ તજી દેશે. એમને મને મળવા દો.

**૧ લો રાક્ષસ**– અરે, ચાલ મુગો મુગો–સ્ત્રી કોની ને પુત્ર કોના!

**ચિત્ર૦**– અરે, ઇશ્વર ખાતર મને જવા દો.

**૨ જો રાક્ષસ**–અમે કાંઇ ઇશ્વરને ઓળખતાં નથી. ઇશ્વર કોણ! પાધરો નહિં ચાલે કે? લે ત્યારે હમણાંજ તને જમને ઘેર મોકલી દઉં છું.

(ચિત્રસેનને બચકું ભરે છે તેથી તે બરાડા મારે છે એવામાં હંસધ્વજ રાજા શિકાર કરતો સેવકસાથ પ્રવેશ કરે છે.)

**હંસધ્વજ**–હે મનુષ્ય જાતીના શત્રુ, હે ઘાતકી દુષ્ટ રાક્ષસો, ઉભા રહો. તમો કોના ઉપર બલાત્કાર કરો છો? છોડીદો તે મનુષ્યને.

**૧ લો રાક્ષસ**– તું કોણ અમને પુછનારો. જા, મુગો, જા તારે માર્ગે. નહિં તર તનેપણ કાચોનેકાચો ખાઇ જઇશ.

**હંસધ્વજ**– હેં! તું મારૂં નહિં સાંભળે કે? મૂઢ, મારા બાણની શક્તિ અજમાવી લેવાની તારી ઇચ્છા છે? લે ત્યારે ખમજે મારૂં બાણ.

(બાણ મારે છે. એક રાક્ષસ મરી જાય છે. બીજો રાક્ષસ તેના અંગઉપર દોડતો જાય છે. તેને ચિત્રસેન ખડગથી મોકી નાખે છે. તેથી તે બરાડો પાડતો ન્હાસી જાય છે. ચિત્રસેન હંસધ્વજપાસે આવી ઘુંટણે બેસી ઉપકાર માને છે.)

**ચિત્ર૦**– મહારાજ, આપે મને ભયંકર મૃત્યૂના હાથમાંથી બચાવ્યો તેથી હું આપનો અતિશય ઉપકાર માનું છું. મહારાજ, આ સમયે મારી દુર્બલ અવસ્થામાં આપની યથાયોગ્ય સ્તુતિ કરવા હું સમર્થ નથી, તેથી આપે મને ક્ષમા કરવી.

**હંસધ્વજ**–રાજાને જે કામ કરવું ઘટે છે તે કરીને મેં મારો ધર્મ બજાવ્યો

છે. પણ મારો ઉપકાર માની તમો કૃતજ્ઞતાનો ભાવ પ્રદર્શિત કરવાથી તમારા અંતઃકરણની મોટાઈ જણાવી છે. ભાઇ, તમો કોણ છો? તમારૂં શુરાતન કાંઇ ઓછું નથી. તમારા એકજ જખ્મથી તે દુષ્ટ મરણ પામ્યો છે.

ચિત્ર૦— હું પદભ્રષ્ટ થયેલો એક ગંધર્વ છું. ને હાલ મને આપની સાહાય્યની અગત્ય છે.

હંસધ્વજ— સંકટસમયે પ્રાણીને આશ્રય આપવો એ કરતા વધારે પુણ્ય દાયક શું છે? તમો મારા આશ્રય તળે સુખેથી રહો; પણ તેના બદલામાં મારી પ્રિય પુત્રીઓને નૃત્ય તથા ગાયન કલામાં પ્રવીણ કરવાનું કામ જો તમો માથે લેશો તો હું તમને નિશ્ચય મારા પરમ સ્નેહિ તરિકે ગણીશ.

ચિત્ર૦— જે કામ આપના જીવને આનંદ પમાડે તે કરવાને માટે હું સદા તત્પર રહીશ. પણ મને ખબર નથી કે આ રાક્ષસોએ મને આંખના એકજ પલકારામાં કઇ દિશા ઉપર લાવી નાખ્યોછે. મારા સ્ત્રીપુત્ર મારી ધાસ્તી ખાઈ કોણ જાણે કયા જંગલમાં રીબાતાં હશે? તેમની શોધમાં જવાની હાલ મને ઘણી અગત્ય છે.

હંસ૦— શું તમારા સ્ત્રીપુત્રના હાથમાંથી આ રાક્ષસ તમને ખેંચી લાવ્યા હતા? તેમની શોધને માટે જવા હું તમને ખુશી સાથે કહુંછું. અને પછી તમે આ મારા (કાગળ આપેછે) ઠેકાણે આવશો તો મારા નૃત્ય તથા સંગીત શાલાના, મુખ્ય ગુરૂનું કામ તમારે સ્વાધીન કરીશ. ચાલો.

(જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

સ્થલ–અરણ્ય.

પાત્ર–વિલાસવતિ, તથા ચંદ્રકાંત.

**વિલાસવતિ–**

### દાદરો.

(રાગ, જોગી, "સાવરે સલોનસે" એ રાહ)

દાડ રે અનાથને વારે દીનાનાથ,
સુખને ગયા મારા નાથ લઈ સાથ રે,
મન તો ન ધરે આસ ને બની હું અનાથ–દોડ રે૦–ટેક.

હાય કરૂં તો શરીર બળે, દિલખી બળી બળી જાય,
પાપી જીવ આ ના બળે, કર્મગતિ અનિવાર-વારે૦-૧

(એક વણજારો સેવક સાથે પ્રવેશ કરે છે.)

**વણજારો**—અરે, આ ઘોર જંગલમાં એક સ્ત્રી ને એક સકુમાર બાળક કયમ રોતાં ઉભા હશે વારૂ! એમને ઉપર શી આફત આવી પડી હશે!

**સેવક**—કોણ જાણે! કાંઈ સમજાતું નથી.

**વણજારો**— પણ બાયડી તો ઘણી ફક્કડ દેખાય છે હો! આહાહા! એ જો મને લાભે કેને તો મારા સર્વે દાદાઓ એકદમ સ્વર્ગે ચઢી જશે.

**સેવક**— (સ્વગત) સ્વર્ગે જઈ પોંહોચશે કે ઝાહાનમમાં જઈ પડશે, તે કોણ જાણે! (ખુલીરીતે) સાહિબ, તમો જાઓ એની પાસે ને તમારી ખાત્રી કરી લો.

**વણજારો**— પણ તે કોઈ ડાચણ અથવા પિશાચણી હોય તો?

**સેવક**— (સ્વગત) તો તમને ખાશે ને મારી પીડા મટશે (ખુલીરીતે) ના ના. ડાકણ નથી કે પિશાચણી નથી. પણ કોઈ સભ્ય સ્ત્રી દેખાય છે. પણ સંભાળીને જજો હો! નકર શાપબાપ દઈ બાળી નાખશે!

**વણજારો**— નાહિરે. આપણે સાથે જશું એટલે જોખમ સરખે હીસ્સે વેહેચી લેશું. (તેની પાસે જઈ) બાઈ, આ ઉજ્જડ વગડામાં અંધારરૂપ વાદળાંમાં આ મનોહર નક્ષત્ર સાથ વિજળી જેવી ચમકનારી તું સુંદરી કોણ છે?

**વિલાસવતિ**— હે દયાવાન પ્રાણી, મારી કથા ઘણી લાંબી અને બહુ દુઃખ ભરેલી છે. પણ હું તમને ટુકામાં કહુંછું કે જેમ દેહ પછવાડે તેનો પડછાઓ ઘસડાય છે તેમ લાંબી મુદતથી ગુમ થઈ ગએલા મારા પતિ એક ગંધર્વની શોધ કરવા તેમની પાછળ ભટકનારી હું એક અનાથ સ્ત્રી છું તથા એ મારો પ્રિય બાળક છે.

**વણજારો**— ખરેચ, વિજળી પૃથ્વી ઉપર જન્મ ધારણ કરતી નથી. પણ તે આકાશમાંજ ઉત્પન્ન થાયછે. આહાહા! શો પરમેશ્વરે બનાવ બનાવ્યો! કેવી રીતે મારી આશા બરઆણી! હે સ્ત્રી, તારા પતીનું નામ શું છે તે તું મને કેહેશ?

**ચંદ્રકાંત**—મહારાજ, મારા પિતાજીનું નામ ચિત્રસેન ગંધર્વછે. અરે, તેઓ હવે કયા ઠેકાણે હશે!

**સેવક**— એનો સાદ એના શરીર જેવોજ કુમળો છે હો!

**વણજારો**– ક્યમ ન હોય. ભોંય તેવો પાક, ક્ષેત્ર તેવું ફળ. હે સુંદરી, તારો પતિ તને હવે પછી મળશે એવી તું આશ રાખે છે?

**સેવક**– (સ્વગત) પતિ થવાની આશામાં એવોજ પાસે ઉભા છે ને!

**વિલાસ૦**–મહારાજ, આશા તો અમર કેહેવાય છે. પણ હવે તેમનો મિલાપ થવાની આશા હું રાખતી નથી એવા કઠોર શબ્દ ઉચ્ચારવા મારી જીભ ચાલતી નથી.

**વણ૦**– ક્યમ સેવક, હવે કાંઈ એમાં પાપ?

**સેવક**– નારે સાહેબ, એમાં પાપ શાનું! આપના મુખમાં પાપ એવો શબ્દજ ક્યાં છે? (સ્વગત) જેણે આખા જન્મમાં કોઈ દાહાડો પુણ્ય કર્યું નથી તેને તો પાપ તે શું ને વળી પુણ્ય તે શું!

**વણ૦**– સ્ત્રી, તું હવે કયાં જવા ઈચ્છે છે.? ને તું કેવી રીતે તારો ગુજારો કરવા માગે છે?

**વિલાસ૦**–પતીની શોધને માટે જંગલેજંગલ ફરીશ. અને જો તેમની ભેટ ન થશે તો મારા જીવતરનો અંત આણી આ દુઃખમાંથી છુટકારો કરીશ.

**વણ૦**– આમ કરવું તારે નહિ સાજે. પોતાનો પ્રાણઘાત કરવો એમાં મહા પાપ છે. તું આવી મઝેની રૂપાળી છે તેથી તારા ઉપર મને બહુ દયા આવે છે માટે તું મારી સાથે ચાલ. હું તને સુખપણમાં બેસાડું. હું એક મોટો સોદાગર છું. મારી પાસે બહુ દ્રવ્ય છે. તું જો મારી ઇચ્છા બરઆણશે તો સર્વે મારા ભંડારની ધણીઆણી તુંજ થશે. ને પછી હું ને મારી સ્ત્રી ને મારા સર્વે સેવક તારા તાબેદાર થઈ રેહેશે. પછી તો તારૂં સુખ ગગને ચઢશે ને મારૂં પણ સુખ ત્રિભુવનમાં સમાશે નહિં. જો મારી એટલી વાત તું માન્ય કર.

(વળગવા જાય છે.)

**વિલા૦**– ધિઃકાર છે તને? પાપી હિચકારા દુર થા. પરસ્ત્રીને મા બેહેન ગણવાને બદલે તેની ઉપર તારી આંખો ફોડે છે?

**વણ૦**– હા હા હા! તું ઘેલી થઈ છે. પરસ્ત્રી હોય તોજ તે સગાઈમાં જોડાય છે. તું કેટલા જણની મા બેહેન થવા માંગે છે? તારા ભાઈની બેહેન તો તું હશેજ અને વળી આ તારા દીકરાની મા પણ તું છે. હવે તો તને પતિ જોઇએ છે. અને તે હું આ ઉભો છું.

**વિલાસવતિ**– જો દુરથી બોલ. નજીક નહિં આવ હું તને કહું છું.

**વણજારો**– અરે નજીક તો હવે આપણે થશુંજ! આ જો આ જો સુંનાની

મોહરની કોથળી. આ જોઈ. લે આ. એવી હજારો કોથળીઓ મારા ઘરમાં પડી છે. ને મોતી, ને હીરા, ને માણુક તથા બીજા જવેરાતની તો મારે ત્યાં કશી કમી નથી. તે સઘળું હું તને બક્ષીસ કરૂંછું ને વળી મારો પ્રાણ પણ તને અર્પણ કરૂંછું.

**સેવક**– અરે, નારે સાહેબ–બધું આપજો પણ પ્રાણ ના આપતા.

**વિલાસ**૦– બળી તારી સંપત્તિ ને બળ્યો તારો પ્રાણ! ચંડાળ, તારા જેવા પાપીઓની સંપત્તીની તથા કસ્સાની પણ હું દરકાર કરતી નથી. મારી ખરી સંપત્તિ મારા પતિ છે. અને તેજ મારો પ્રાણ છે. આ તારી તુચ્છ દોલત મને તૃણસમાન છે. ને તને પણ હું તૃણ જેવોજ ગણુંછું.

**વણ**૦– તારી મરજી એમ છે કે ! ઠીક છે ત્યારે હવે તું જાણશે.

**વિલાસ**૦– આ તારી ધમકીથી હું જરા પણ ડરનાર નથી. તું મારો જીવ લઈ, મારી દેહના કટકેકટકા કરશે, બીજું તો વધારે શું કરનાર છે. પણ હું તારી કદી થવાની નથી. પાપી, જા અહિંથી. કર તારૂં મોહોડું કાળું !

**વણ**૦– એમકે ! હજી તારી આંખો ઉઘડતી નથી. લે ત્યારૂ. જીવ લેવાનો આ પેહલો દાખલો તને દેખાડું છું.

(છોકરાની ગરદન પકડી તેને જમીન ઉપર નાખી દે છે.)

**ચંદ્રકાંત**– માતા, માતા, મારી વાહાલી માતા, મારૂં રક્ષણ કર.

**વણ**૦– તારી માતા જો મારૂં રક્ષણ કરે તોજ હું તારૂં રક્ષણ કરીશ. નહિંતો–

(બાળકને પકડી કટાર ઉગામે છે. વિલાસવતિ વણજારાનો હાથ ઝાલેછે.)

**વિલાસ**૦– હે દુષ્ટ, છોડ તું એને. આ બાળકે તારો શો અપરાધ કર્યો છે? આ બધા સંકટનું કારણ હું છું. તેથી પ્રથમ મને માર.

**વણ**૦– છોડ મને. નહિ તો એની સાથે તારો પણ જીવ લઈશ.

(ધક્કો મારી તેને એક બાજુપર પાડી નાખીને છોકરાને ભોકી નાખે છે.)

**ચંદ્રકાંત**– (ચીસ પાડી) ઓ મને મારી નાખ્યો ! હું મરૂંછું. મારા પિતાને મળવાની નિરાશામાંજ હું મરૂંછું. મારી વાહાલી માતા, તું દુઃખી થઈશ નહિં. તારૂં સતીપણું જાળવતાં મારૂં મૃત્યુ થાયછે તેથી હું ખુશી છું. પરમેશ્વર તારૂં સત કાએમ રાખે. વાહાલી માતા, મારા પિતાનો તને ભેટ થાય તો તેને મારા છેલા પ્રણામ કેહેજે. ઓ ! હું મરૂંછું. મારી જીભ બંધ થાયછે. હે ભગવાન!

(મરી જાય છે.)

**સેવક**– (બાજુમાં) શિવ ! શિવ ! આ કેવો દુષ્ટ પાપી કે એણે એક નિરપરાધિ બાળકનો પ્રાણ લીધો.

**વિલાસ૦**—અરેરે, પુત્ર, આ શી તારી અવસ્થા ! આ અધમના હાથથી તું મૃત્યુ પામ્યો ? પ્રાણનાથના વિયોગથી મારા ઉપર આકાશ તુટી પડવાથી મારૂં હૃદય ફાટી ગયું છે તેમાં મારા દુર્દૈવે આ એક નિચ મનુષ્યને હાથે તારો પ્રાણાંત કરાવ્યો—અરે, મારા જીવની આશા, મારા પ્રાણનો આરામ, મારા સર્વે સુખનો આધાર, અરે, મારા પ્રિયપતીના કુળનો દીપ અચાનક બુઝાવી નાખ્યો ! હે નીચ, મને પણ માર.

**વણ૦**—હજી પણ મારે તાબે થા. નહિ કર તને પણ તારા છોકરાને મળવા મોકલી દઊંછું.

(મારવા કટાર ઉગામે છે. સેવક તેનો હાથ ઝાલે છે.)

**સેવક**—હે સ્ત્રી, એ હઠિલી સ્ત્રી, તને કંઈજ અક્કલ નથી. પતિવ્રતપણું આમ જળવાતું નથી ? શું તારો જીવ તને વાહાલો નથી ? જો મારી વાત સાંભળ. હઠ છોડી દે અને તારો પ્રાણ બચાવવાનો ઉપાય કર.

**વિલા૦**—મારો પ્રાણ જાયતો ભલે. મારા બીજા છોકરા હોય ને તે બધાં માર્યાં જાય તો ભલે. પણ હું મારા પતિવ્રતપણાને લાંછન લગાડવા દઊં નહિં. દુષ્ટ, જે તારાથી થાય તે કરી લે. આ હું મરવાને સિદ્ધ છું. એકદમ મારી નાખ મને કે હું આ દુઃખમાંથી વેહેલી છુટી જઊં.

**વણ૦**—જોઈ, આ તારા પુત્રના તાજા લોહીથી ખડાયલી કટાર જોઈ ?

(વિલાસવતિ તે કટાર તેના હાથમાંથી ઝડપથી છીનવી લઈ)

**વિલા૦**—ને આજ દુષ્ટ કટારથી તારૂં પાપી હૃદય ફાડી, તોડી, ચિરી નાખુંછું.

(વણજારાને મારી ઠારકરે છે.)

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થલ—હંસધ્વજ રાજાની પુત્રી સુંદરિકા તથા મદનિકાની સંગીતશાલા.

પાત્ર—સુંદરિકા, મદનિકા તથા હંસધ્વજ.

**હંસધ્વજ**—મારી પ્રિય કન્યાઓ, ગાયનમાં તમારો કેટલો અભ્યાસ થયો છે તેની પરીક્ષા કરવાને અર્થે આજે હું તમારી સંગીતશાલામાં આવ્યોછું. માટે એપ્રસંગે તમારે એક બેબાયન ગાઈ તમારી સંગીત વિદ્યામાંની પ્રવીણતા મને દેખાડવી જોઈએ.

**સુંદરિકા**—એકરતાં તો અમને વધારે શું પ્રિય છે પિતાજી. સાંભળો, અમે ગાઈએ છૈયે તે.

**સુંદરિકા તથા મદનિકા**—

## ઠુમરી.

(રાગ, કાનડો—"ગેંદ લાવોરે માલનીઆ," એ રાહ)
આશ રાખો રે શ્રીપતીની, અઘ હરવા,
એ તો ભવાબ્ધિ તરવા, મુક્તિ મળવા,
ઘડી ઘડી મનને દયાવો, વાળો,
મંગળ પ્રભુગુણ ગાવો, સુખપથ ખરો આજ—આશ૦—ટેક.
નહિંજ માયા સાચી રે, મૃગજલસમ જગ,
અવિચલ પ્રભુપદ ભજભજ, સુખપથ ખરો આજ—આશ૦—૧

**હંસધ્વજ**—શાબાસ! શાબાસ! ખરેખર, સંગતિ તેવો ગુણ. બીજ તેવું ફળ ને ગુરૂ તેવો શિષ્ય. ગાયનકલાનો રાજા જે ચિત્રસેન ગંધર્વ તેજ તમારો ગુરૂ પછી વધારે તો શું જોઇએ. મારી પ્રિયકન્યાઓ, હું તમોએ ગાયેલા ગાયનથી બહુ આનંદ પામ્યો છું. પણ એ કલામાં વધારે પ્રવીણ થવાને માટે તમારે હજી વધારે અભ્યાસ કરવો જોઇએ. માટે તમો તમારો અભ્યાસ આગળ ચલાવો. હું હવે જાઊંછું. તમારા ગુરૂની આવવાની વેળા થઇ છે માટે હું વધારે વાર તમને રોકવા ઇચ્છિતો નથી.

**મદનિકા**—પિતાજી, અમારા ગુરૂજી આવે ત્યાંસુધી તમો સાંભળશો તો બીજું એક ગાયન ગાઇને તમને સંભળાવીએ.

**હંસધ્વજ**— ના દિકરી. હમણા મને કામ છે. રાજ્યસંબંધી ઘણી અગત્યનું કામ છે ને તેને માટે બધી રાજસભા મારે સારૂ વાટ જોતી હશે.

**સુંદરિકા**— ત્યારે હવે અમારાથી તમને અટકાવાય નહિં. કોઇ બીજી વેળાએ ગાયન સંભળાવીને તમને વધારે તૃપ્ત કરીશું. (હંસધ્વજ જાયછે.)

**સુંદરિકા તથા મદનિકા**—

**પદ.**

(રાગ ખમાજ)

છોડ છોડ છોડ મનુજ છોડી દે બુરાઈ,
છોડી દે બુરાઈ અરે જોડી લે ભલાઈ. છોડ૦—ટેક.
ખોટું તજી સાચું ધરી બુદ્ધિ વળી સારી,
દાન ધર્મ પુણ્ય કરી રાખ પ્રભુ રાજી. છોડ૦—૧
કોણ તું કહાંથી આવ્યો જાણી લે તું ભાઈ,
ઇશ પ્રીત રાખી જીત પામજે ખુશાલી. છોડ૦—૨

(ચિત્રસેન પ્રવેશ કરે છે.)

**મદનિકા**— ગુરૂજી, આજે અહિં અમારા પિતાજી આવ્યા હતા. અમારા ગાયનની પરીક્ષા કરવા સારૂ.

**ચિત્રસેન**— રાજાજી સુજ્ઞ તથા ગુણપરીક્ષક છે. પણ તમે કાંઈ ગાયન તેમને ગાઈ સંભળાવી પોતાની પ્રવીણતા દેખાડી? મારી લાંબી મુદતના શ્રમને તમોએ જશ આપ્યો હશે એવી હું આશા રાખુંછું.

**સુંદરિકા**— હા ગુરૂજી. ગાયન સાંભળીને રાજાજી ઘણા ખુશી થયા ને તમારી બહુ સ્તુતિ કરી.

**ચિત્રસેન**— ધન્ય છે પુત્રી. તમને ધન્ય છે. રાજાજી જેવા ગુણગ્રાહી તથા ગુણીજનને ઉત્તેજન દેનારા તથા સંગીત શાસ્ત્રની ખરી ખુબી જાણનારા બીજા ઘણાજ થોડા પુરૂષ મળી આવશે. શિષ્ય ચંચલ હોય તો ગુરૂની કીર્તિ વધે છે ને કેળવણી આપવાના કામમાં વધારે શ્રમ લેવા તેને ઉત્તેજન મળી આવે છે. તમારા જેવીજ ગાયનકલામાં પ્રવીણ એક મારી પુત્રને તેની માતા છે. મારા વાહાલાંઓ, તમો કયા ઘોર અરણ્યમાં ગુમ થઈ ગયાં છો! તમે કયાં રિબાતાહશો?

**સુંદરિકા**— શું તમે એક સ્ત્રીના પતિ ને એક પુત્રના પિતા છો? અરે એ તો વાત મેં આજેજ જાણી. ગુરૂજી, તે તમારા વાહાલાં કયાં છે?

**ચિત્રસેન**– તેઓ એક ભયંકર જંગલમાં પડ્યાં છે એટલુંજ હું જાણુંછું. સુંદરિકા, તેમનું મને સ્મરણ થવાથી મારી જાતે તેમની શોધ કરવા જવાની મારી ઇચ્છા થઇ છે. રાજાજીની આજ્ઞા મળેતો આજે જવા માગુંછું. મેં ઘણી શોધ કરાવી પણ હજી લગી કાંઇજ પત્તો લાગતો નથી.—

**સુંદરિકા**– તમારા સ્ત્રીપુત્રની શોધ કરવાને માટે અમો ઘણા માણસો મોકલીશું. તમો સ્વસ્થ રહો.

**ચિત્ર૦**– ક્યાંસુધી સ્વસ્થ રહું. સુંદરિકા, તું જો કાંઇ પણ કરી રાજાજી પાશેથી મને જવાવિષેની આજ્ઞા આપાવશે તો હું તારા ઉપકાર બંધનમાં સદા બંધાએલો રહીશ.

**સુંદરિકા**– બેહેન, આપણા ગુરૂજી જવાને માટે બહુ આગ્રહ ધરી બેઠા છે તેથી એમની છેલી સેવા કરવી આપણને જરૂરત છે. માટે તું મારા અંતઃપુરમાં જા અને એમની આગતા સ્વાગતાની સર્વ પ્રકારે સિદ્ધતા કરી રાખ એવામાં હું એમને લઇ ત્યાં આવું છું. જા. થા વેહેલી. (મદનિકા જાય છે.) મહારાજ, હું તમને જવા તો નહિંજ દઊં. ને જો તમે આગ્રહ ધરી જવા માંડશો તો હું પણ ગુરૂ તથા ચેલાનો ધર્મ બજાવવા તમારી સાથ આવીશ.

**ચિત્રસેન**– શાબાસ! શાબાસ! આ તારૂં ભાષણ મારા ઉપરનુ તારૂં ઘણું હેત સાબીત કરે છે. ગુરૂ તથા શિષ્ય એક બીજા સાથે પ્રીતીથી વર્તે તોજ શિષ્ય સંપૂર્ણ વિદ્યા સંપાદન કરી શકે.

**સુંદરિકા**– માટેજ તમે મને સંગાથે લઇ જશો તો મારા વિદ્યાભ્યાસને કાંઇ હરકત પોંહોચશે નહિં.

**ચિત્રસેન**– રાજપુત્રી, સર્વે ચિજની હદ હોય છે. તેમજ જો ગુરૂશિષ્ય વચેની પ્રીત પોતાની હદમાં રહે તોજ સારૂં પરિણામ થાય.

**સુંદરિકા**– તેતો ખરૂં છે. પણ ગુરૂજી, ગુરૂશિષ્યની પ્રીત કરતા સ્ત્રીપુરૂષની પ્રીત વધારે બલવાન રેહેછે ને વારૂ!

**ચિત્ર૦**– હા. એમાં શું સંદેહ. તેવી પ્રીતવિના તેમનો સંસાર કદી સુખી રેહે નહિં. તે પ્રીત એવી બલવાન રહે છે કે તેને અર્થે મનુષ્ય પોતાના જીવની પણ દરકાર કરતું નથી.

**સુંદરિકા**– તો એવી બલવાન પ્રીત ધરાવનારી કોઇ સ્ત્રી જો તમારી સંગાથે દાસી તરિકે આવવા માગે તો તેને તમે સાથે લઇ જાઓ કે નહિં?

**ચિત્રસેન**– અરે, એમ બને! સુંદરિકા, એવી આજ તને વિપરીત બુદ્ધિ કયમ

સુઝી છે? સ્ત્રીપુરૂષ વચેની પ્રીત બલવાન છે ખરી પણ તે પ્રીત પરણેલાઓને માટે છે બીજા કોઇને માટે નથી. પારકા સ્ત્રીપુરૂષ વચેની પવિત્ર પ્રીત તેની હદ છોડીને આગળ વધે તો તે, નાશકારક અને પાપી થઇ પડે છે. હવે હું અહિંથી જાઉં છું. પરમેશ્વર તને સારી બુદ્ધિ આપો. (જવા માંડે છે.)

**સુંદરિકા**– ઉભા રહેઃ મહારાજ. હું ખરૂંજ કહુંછું કે આપનો વિયોગ મારા પ્રાણાંતનું કારણ થઇ પડશે. મારા ઉપર દયા કરી મારો અંગીકાર કરો. આજથી મારૂં તન, મન, ધન, સઉ તમારૂં છે. (વળગવા જાય છે.)

**ચિત્રસેન**– અરેરે, આજ તું ઘેલી કયમ થઇ છે! દુષ્ટ વિચારણી, દુર ઉભી રહે. તારા સ્પર્શથી મને પાપમાં નહિં ડુબાડ. સાંભળઃ તને જન્મ આપનાર તરિકે રાજાજી તારા ખરા પિતા થાય છે. પણ હું તને વિદ્યા શિખાડનાર ગુરૂ તરિકે પણ તારા પિતાસમાન છું. માટે, આ પાપબુદ્ધીનો ત્યાગ કરી તારા પતિ ઉપર સંતોષી રહે.

**સુંદરિકા**– આજથી તમોજ મારા પતિ છો. ઘણા વખતથી તમારા પ્રેમમાં હું બળું છું. કૃપા કરી મારો અંગિકાર કરો. મારી આશા ભંગ ના કરો. હું તમારીજ હવે દાસી છું.

**ચિત્રસેન**– હે નિચ, તું મને દોષિત નહિં કર. તું તારા પતીની દાસી છે. તારો પ્રેમ તારા પતીને માટે છે.

**સુંદરિકા**– પણ આજથી તમોજ મારા પતિ છો.

**ચિત્રસેન**– લગ્નસમયે જેને તેં વચન આપ્યું છે તે તારો પતિ છે.

**સુંદરિકા**– પણ તે વચન મને અનગમતું છે. તેથી હું તે તોડુંછું.

**ચિત્રસેન**– તે તોડવાની તને સત્તા નથી. વળી એવી વચન ભંગ કરનારી સ્ત્રીની પ્રીતિ સાચી હોયજ નહિં.

**સુંદરિકા**– પણ તું તેની ખાત્રી કરી જો.

**ચિત્રસેન**– વગર ખાત્રીએ મારી ખાત્રી થઇ છે. પરમેશ્વરે પતિપ્રિયા વચેનો જે ધર્મ નિશ્ચય કર્યો છે તે તું તોડે છે. તારા લગ્નસમયે પરમેશ્વરને સાક્ષી રાખી તારા પતિસાથે પ્રમાણિકપણાથી વર્તવાને તેં આપેલું વચન તું ભંગ કરે છે. આમ કરી તારા કુલને, તારી પ્રતિષ્ઠાને તું કલંક લગાડે છે. એથી વધારે ખાત્રી શું જોઇએ?

**સુંદરિકા**– હે મુર્ખ, આ વખત શિખામણનો નથી. મારી આટલી બધી વિનંતિ છતાં તું મને તુછકારે છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે તું ગંધર્વ નથી પણ

પશુ છે. જે પ્રીત નહિં સમજે તે પુરૂષ નહિં પણ પશુ છે. જે પુરૂષ સ્ત્રીનું રૂપ, તેના જોબન અને તેની સુંદરતાથી લોભાઈ કામને આધીન થાય નહિં તે પુરૂષ અવતારે પશુ છે.

**ચિત્રસેન**–હે કામાવસ્થામાં આંધળી બનેલી સાંભળ, પશુ હું નથી પણ તું પોતે છે. પશુઓ, પાપ અને પુણ્ય સમજતા નથી. બદી અને નેકી તેઓ જાણતા નથી. સાચું અને ખોટું તેમને ખબર નથી. અને તેજ વર્ગમાંની તું પોતે હમણાં સિદ્ધ થઈ છે. ધુળ પડજો તારી સુંદરતા ઉપર! ધિઃકાર પડજો તારા જોબન ઉપર!

**સુંદરિકા**– હે હિણભાગ્ય, પવિત્રાઇના ખોટા ડોળને તજીદે. લક્ષ્મી પ્રસન્ન થઈ છે ત્યારે મોહોડું ધોવા ના જા. અરે, જે હાથ મેળવવા રાજવંશી ને શૂરવીરો આતુર રેહે તે આખું શરીર તારા સ્વાધીન થાયછે, તેનો ધિઃકાર કરી પસ્તાવામાં ના પડ.

**ચિત્રસેન**– મને જરાપણ પસ્તાવો થનાર નથી. દુર્યોધન સરખો પરાક્રમી રાજા, દ્રૌપદીના અભિલાષથી નાશ પામ્યો છે. ચઉદ ચોકડીના રાજા રાવણે સીતાને માટે ધિઃકાર સાથ પોતાનો પ્રાણ ખોયો છે. અહિલ્યાને માટે ઇંદ્રને પુષ્કળ ખમવું પડયું છે. એવા બીજા ઘણા દાખલા છે કે જેમાં સ્ત્રીઓને લીધે ભયભીત નાશ થયા છે.

**સુંદરિકા**– પણ સીતા અને દ્રૌપદીની તો રાવણ અને દુર્યોધન ઉપર પ્રીતિ નહિં હતી તેથી આમ બન્યું છે, પણ મારીતો તારાઉપર પુરતી પ્રીતિ છે. ત્યારે તું શા માટે ડરે છે?

**ચિત્રસેન**– હું મારા પાપથી ડરૂં છું, મારા પરમેશ્વરથી ડરૂં છું.

**સુંદરિકા**– જો. જો. તમો ગુરૂ છો, તેથી તમારી દયા ખાઇ ફરીથી તમને વિનવીને કહુછું કે તમો મારો અંગિકાર કરો નહિં તો તમને ભારી શિક્ષા ભોગવવી પડશે. ને તમે અંતે પસ્તાશો. હું રાજ પુત્રી છું. તેનો ખુબ વિચાર કરજો.

**ચિત્રસેન**– ફુઃ! હું તારી ધમકીની જરા પણ દરકાર કરતો નથી. તારા જેવી હજારો રાજ પુત્રીઓની ધમકી અને લાલચ મારી સત્યતાને જરાબી હિલવી શકનાર નથી. તું મને શું કરનાર છે? બસ, મારી આંખ આગળથી. તું નથી ખસતી? ત્યારે હુંજ જાઉં છું. (જાય છે.)

**સુંદરિકા**– અરે, આશો મારાઉપર બલાત્કાર! શો જુલમ; અરે, એ દુષ્ટ ચંડાળે મારી લાજ ખોવાડી! મારાઉપર કુદૃષ્ટિ કરી! મારા પતિવ્રતપણાને

લાંછન લગાડું ! હે દુષ્ટ, હે પાપી, તારૂં મોહોડું કાળું થજો ! હે ધરતી મા, મને ગળી જા. રે, તે પાપી ચંડાળનો સત્યાનાશ થજો !

(બરાડા સાંભળી હંસધ્વજ ને મદનમંજરી પ્રવેશ કરે છે)

**મદનમંજરી**– પુત્રી, આ શી તારી આવસ્થા ! તું શા સારૂ બરાડા પાડે છે? તને શું થાય છે ? રૂદન શામાટે કરે છે ? પુત્રી, તું કેહે કે તારી આવી અવસ્થા કયમ થઈ? તારા નયનમાંથી નિકળતા આંસુઓ મારૂં હ્રદય તોડી નાખે છે.

**હંસધ્વજ**– મારી વાહાલી દિકરી, તું કહે મને કે તને કોણ રીબાવે છે ! તું છાની રેહે. દુઃખી મા થા.

**સુંદરિકા**– મારી વાહાલી માતા હું શું કહું. કેહેવાય નહિં એવું દુઃખ મારે માથે આવી પડયું છે. અરે, કપટે કરી જો માતાજ પોતાના બચ્ચાને વિષ આપે, મેઘ ડુબાડે અથવા અવિચાર થકી રાજાજ નિરપરાધીને દંડ કરે તો પછી મારાજેવી ગરીબની દાદ કોણ લે ?

**હંસધ્વજ**–પુત્રી, મારી પ્રિય દિકરી, તું ઉદાસ થઇ આમ કેમ બોલે છે ! શું તારો કોઇ વાલી નથી ! તું કેહેકે જેણે તને આંગળી દેખાડી હોય તો તેનો હાથ કાપી નાખું. જેણે કુદૃષ્ટિ કરી હોય તો તેને દેહાંતદંડ કરૂં.

**સુંદરિકા**– પ્રિયતાત, મારાથી કેહેવાય નહિં એવું મારૂં અપમાન થયું છે.

**હંસધ્વજ**– એવું તારૂં અપમાન કરનાર કોણ છે ? તેનું નામ તો કહીદે કે હમણા જઇ આ ખડગથી તે દુષ્ટ પાપી ચંડાળનો શિરચ્છેદ કરી આવું છું.

**મદનમંજરી**– પુત્રી, તું શરમાવ મા. જે સત્ય હોય તે કહીદે.

**સુંદરિકા**– માતા, ચિત્રસેન ગંધર્વે મારાઉપર એ—એ કેહતા મને બહુ દુઃખ થાય છે.

**હંસધ્વજ**– શું તારા પિતા જેવો તારો જે ગુરૂ તેણે તારાઉપર કુદૃષ્ટિ કરી ! અહિં કોણ છે ? ચિત્રસેનને ઝટ પકડી લાવ. હવે એને આ શસ્ત્રધારથી યમને દ્વારે મોકલી દઉં છું.

**મદનમંજરી**– એવા દુષ્ટ અનુપકારી પ્રાણી ભારે શાસનને પાત્ર છે.

(ચિત્રસેન સેવકસાથ પ્રવેશ કરે છે.)

**હંસધ્વજ**– હે દુષ્ટ, હે કૃતઘ્ન, હે પાપી ચંડાળ, તારા ઉપર મેં કરેલા ઉપકારનો બદલો તેં એવી રીતે વાળ્યો ! મૂઢ, આ શસ્ત્રથી તારી દેહના કટકે કટકા કરી તને તારા પાપનું પ્રાયઃશ્ચિત આપું છું.

(તરવાર ઉગામે છે, કન્યા તેનો હાથ ઝાલે છે.)

સુંદરિકા-પિતાજી, કોપ શાંત કરો, જરા શાંત થાઓ. તમો આ સંગીત શાલા-ની રણભૂમિ બનાવો મા. એ પાપીષ્ટના અપવિત્ર લોહીથી આપનું આ પવિત્ર શસ્ત્ર અપવિત્ર કરો મા. એનો વધ આપણા ચંડાલને હાથે કરાવવો ધટારત છે.

હંસધ્વજ-ઠીક કહ્યું પુત્રી. સેવક, લઇજા એને અહિંથી ને એને ચંડાલને સ્વાધીન કરી એનો શિરચ્છેદ કરાવ.

---

## પ્રવેશ ૨ જો.

સ્થલ-અરણ્ય-શૂલસ્થાન (સુળીની જગ્યા.)

પાત્રં-ચિત્રસેન તથા બે ચંડાળો.

(ચંડાળો ચિત્રસેનને લઇ આવે છે)

ચિત્રસેન-

### મરશીયા.

(રાગ પિલુ)

હાય રે દશા મારી નિરૂપાય બની ભગવન,
અપરાધ વગર છે જીવ બલીદાન બદી ભગવન,
અનિવાર રે શિર મારે જંજાળ પડી ભગવન-હાય૦-ટેક.
લાવી દયા મનમાંહે તારે હવે આશ ના રે,
એક તુંજી બચાવી આ પ્રાણી દુઃખી ભારી,
હાય મારા જીવને દિલદાર પ્રભુ ભગવન-હાયરે૦-૧

૧ લો ચંડાળ-અરે, એ રાગડા કાઢી ગાવા મંડી રહ્યો છે!

ચિત્રસેન-ભાઇઓ, હું નિરપરાધિ છું. મારા ઉપર દયા કરો. મને જીવ-દાન આપો.

૧ લો ચંડાળ-એમ કાંઇ બને નહિં. રાજાની આજ્ઞા અમારે માન્ય કરવી જોઇએ. માટે અમારાથી તને ક્ષમા કરાય નહિં. હવે તું તારા અપરાધની ક્ષમા માગવા પરમેશ્વર પાસે વેહેલો જા. અમારા કાલાવાલા કરવાથી તારૂં કાંઇ વળશે નહિં.

૨ જો ચંડાળ-અરે, તારી અક્કલ કયાં બળી! ગુન્હેગાર સાથે શું માથા-ફોડ કર્યા કરેછે? ચલાવ આગળ એને. ને એકદમ ચઢાવી દે એને સુળીઉપર. મોહોડું શું જોયા કરેછે.

**ચિત્રસેન–** ભાઇઓ, તમને પરમેશ્વરે વિચાર કરવા અક્કલ બક્ષી છે. દયા કરવા તમને હૃદય આપ્યું છે. માટે એક નિર્દોષનો બચાવ કરવા હું તમને કરગરીને વિનંતિ કરૂંછું. અરે, હું તમને પગે પડુંછું. મારો જીવ બચાવો.

**૧ લો ચંડાળ–** આમ કરી તું અમારૂં મન પિગળાવીશ નહિં. તારા કાલાવાલાથી અમારા ઉપરેં જરાપણ અસર થશે નહિં માટે ચાલ, વેહેલો થા અને યમદેવને જઇને ભેટ. હેંડ લુચ્ચા. ઢોંગ નહિં કર.

(હડસેલો મારી તેને લઇ ચાલે છે.)

**ચિત્રસેન–** અરે, પણ મને દુઃખ નહિં દો. હું મરવા રાજી છું.

(સુળીની પાસે લઇ જાય છે. એક બાજીથી વિલાસવતિ શોક કરતી પ્રવેશ કરે છે.)

**વિલાસવતિ–**

## ગાયન.

(આખર આ દિન આવ્યોરે–એ રાહ.)

" આખર આ દિન આવ્યો રે
આખર કેમ ન લાવ્યો "–આખર૦–ટેક
એકલી વને હું અબલા, પ્રભુ, નહિં ચેહેન મને લગાર,
અકળાઈ, મુઝાઇ, ફરી ફરી, દિઠાં દુઃખ અપાર–આ૦–૧
ખરી આંખો છે આંધળી મારી, દિઠાં નહિં ગુણીરાજ,
વાહાલા, શાણા બાલકને ખોયું, હાય આ જીવને આજ–આ૦–૨

અરેરે! મારા પગમાં હવે ઉભું રેહેવાની પણ શક્તિ રહી નથી. મારા સર્વ ગાત્ર શિથિલ થયાં છે. અરેરે! વિલાસની આંખમાનું ચિત્ર ગુમ થવાથી મારે આંખે ચક્કર આવે છે.

(એક બાજુપર પડી જાય છે. તેજ અવસ્થામાં)

## ગીતિ.

શોભે ચિત્ર મિસાલે, વસવે પતિસહ વિલાસ વન આવે,
ચિત્રવિલાસવિયોગેં, ઉદાસિ મનમાં વિલાસ અતિ લાવે.

**ચિત્રસેન–** અરે, ચિત્ર વિલાસ એવા શબ્દ ઉચ્ચારી મારૂં મન કોણ ઉસકરે છે! અરે, તે કોઈ સ્ત્રી દેખાય છે! પણ ચિત્રસેન તો હું અને મારી પ્રિય સ્ત્રી વિલાસવતિ છતાં ચિત્રવિભાસના વિયોગથી ઉદાસ થનારી આ સ્ત્રી

કોણ હશે ? કદાચ વિલાસવતિ પોતે તો ના હોય? ભાઈઓ, તે વિલાપ કરનારી સ્ત્રી મારી સ્ત્રી જેવી લાગે છે. તેની પાસે કૃપા કરી મને જવાદો.

**૧ લો ચંડાળ**– વાઃ તાલમેલ ઠીક લગાવી છે તો ! હમારા હાથમાંથી ન્હાસી જવાની તો સારી યુક્તિ કાઢી દેખાય છે !

**૨ જો ચંડાળ**– હા ભાઈ. આપણે એને જવા દઈએ કે ને એટલે એ ઝટ પોબાર કરે ને આપણી બાયડીઓને પછી ઘેર છાજીઆં લેતી રાખે. ઠીક ધંધો તો !

**ચિત્રસેન**– ના ભાઈ. આમ નહિં બોલો. તમો શૂરવીરના હાથમાંથી હું કયાં જવાનો છું. અરે તમો તો મને પાતાળમાંથી પણ ખેંચી લાવવા સમર્થ છો. જરા દયા કરો.

**૧ લો ચંડા૦**–અલ્યા, આપણી શકિત આ જાણે છે હો! જા જા. કાંઈ ચિંતા નહિં. પણ જલદી પાછો આવજે હો ! અમે અહિં ઉભા રહીએ છઈએ.

(ચિત્રસેન બાયડીપાસે જાય છે.)

**વિલાસવતિ**– પ્રિયપતિ, તમે કયાં છો ? મારા આ અંતસમયે મને દર્શન આપો એટલે હું સ્વર્ગ ધામ જઈ પોંહચું !

**ચિત્રસેન**– કોણ, મારી પ્રિયા વિલાસવતિ—

**વિલા૦**– અરે કોણ ! પ્રિયપતિ ! નાથ,આપ કયાં હતા ! મારા વિયોગાગ્નીથી આપની દેહ બળીબળીને આપની આ શી દશા થઈ છે !

**ચિત્રસેન**– પ્રિયા, પણ આપણો બાળક કયાં છે ?

**વિલા૦**– અરેરે, તેણે આપણ બન્નેને આ મૃત્યુલોકમાં તજી દઈ પોતે એકલાએ સુખ પામવા સ્વર્ગે ગમન કર્યું.

**ચિત્રસેન**– ઓ, શું તેનું મૃત્યુ થયું ! ઓ મારા જીવનો આધાર, હો પુત્ર ! હે પ્રિય પુત્ર !

**૧ લો ચંડાળ**– અરે, આ સાંમે જોયું કે ! બેઉ જણના બાઝમ બાઝા ચાલે છે ! અરે, હે ગધેડા, આ તું શું કરે છે ? તને કાંઈ શરમ છે ? અમે તારી રાહા જોતાં ઉભા છૈયે ને તું તો આ રાંડસાથે મઝા મારે છે ! ખસ અહિંથી.

**૨ જો ચંડાળ**– ભાઈ, એ તો હવે મરવા પડયો છેકેને તેથી એ છેલી વારની મોજ કરી લે છે.

**વિલાસવતિ**– ભાઈઓ, તમે કોણ છો ? ને મારા પતીને કયાં લઇ જવા માગો છો?

**૧ લો ચંડાળ**– તું આંધળી બાંધળી છે કે શું? આ તરવારથી તું જાણતી

નથી કે અમે રાજાના સેવક છૈયે? એને સ્વર્ગે મોકલી દેવાની અમને આજ્ઞા થઈ છે.

**વિલાસવતિ**– ઓ ! હું આ શું સાંભળું છું! ભાઇઓ, ત્યારે મને પણ એમની સાથે સ્વર્ગે મોકલી દો.

**૨ જો ચંડાળ**– ખસ ડાચણ, એને તો સુળીએ ચઢાવવા અમે લઇ જઇએ છૈયે. છે તારી મરજી સુળીએ ચઢવાની? હોય તો આવ અમારી સાથે કે એકદમ બેઉનો નિકાલ આવી જશે.

**વિલાસવતિ**– હે ક્રૂરભાગ્ય! આ તું શું અમારા ઉપર એક પછવાડે એક એવા દુઃખ આણ્યા કરે છે! ભાઇઓ, એવું અઘાટિત કર્મ કરવા તમો પાત્ર નથી. મારા પતીને તમો મુક્ત કરો. તેના બદલામાં જે તમે માગશો તે આપીને હું તમને ખુશી કરીશ.

**૧ લો ચંડાળ**– પણ રાંડ, તારી પાસે છે શું કે અમે તે માગીએ ?

**વિલાસવતિ**– આ જો, મારા ગળામાં સુનાનો હાર છે. એ લેવો. અરે, હું તમને પગે પડું છું કે આ લેવો ને મારા પતીને મુક્ત કરો.

**૧ લો ચંડાળ**– કયમ રે, ભાઇ, શી મરજી છે? હાર તો ભારે મુલ્યવાન દેખાય છે!

**૨ જો ચંડાળ**– મુલ્યવાન હોય કે ગમે તેવો હોય પણ એ લઇને આપણાથી એને છોડી નહિં દેવાય. મુઢ, રાજાને કાને એ વાત જો જાય તો આપણું નખોદ વાળી નાખે.

**૧ લો ચંડાળ**– અરે, મેર રાંડના સાંડ! આવી વેળા હાથ કેવારે આવવાની હતી? ચંડાળનો છોકરો માથા કાપી કાપીને મરે પણ તેનું વર્ષાસન કંઈ વધેછે? તે તો કુટેકુટે ને જેનું તેજ. ડોકાં કાપીને તો નર્કમાં વાસ કરવાના પણ આ હાર લેશું તો રાજા થવાના. એટલી પણ અક્કલ નહિં મળે ?

**૨ જો ચંડાળ**– જો, આ હારપર તારી દેઆનત બગડી છે હો! પણ એમાંથી આપણો પ્રાણ નિકળી જશે તે તું જાણે છે? રાજા એ વાત જાણે તો તારા ને સાથે લાગા મારાપણ બચ્ચાં પિલાવી નાખે તેનું કંઈ! આ અપરાધીનો હાર જોયો પણ રાજાની તરવાર જોઈ?

**૧ લો ચંડાળ**– અરે, ભાઈ, તું શાને માટે બીહે છે. રાજાને ખબર કયાંથી પડશે? અહિં બીજું કોણ છે? અરે, આ હાર આપણને મળે તો જન્મનું દલદર જાય. હમણાં દાળભાત પણ બરાબર ખાવાને મળતું નથી તો એના

પૈસા કિધાથી તેન બદલે બાસુદી ને બરફી ને શીરાપુરી ને રાજાના જેવા મિષ્ટાન્નો ખાવાને મળશે. તારી અને મારી બાયડી હમણાં જે આપણા ઉપર રોજ છાજીઆં લે છે તેને બદલે તેઓ આપણા ઉપર બલયાં લેશે. આપણા છોકરા ગાડી ઘોડે અને આપની બાયડીઓ પાલખીમાં બેસશે. આ સુખ શું થોડું છે?

**૨ જો ચંડાળ**– હા. એમ છે તો ખઈ. પણ—

**૧ લો ચંડાળ**– હવે પણ બણ કંઈ હોય નહિં. એક માણસનો જીવ બચાવી આપણે પુણ્ય કરીએ છીયે અને તેના બદલામાં પરમેશ્વર આપણું પણ ભલું કરે છે તો પછી લછ્મી છમછમ કરતી આવી છે તેને ઊભી રાખી મોહોડું ક્યાં ધોવા જઈએ! હવે તું મને કેહે કે તને ચંડાળજ રેહેવા ગમછે કે પૈસાવાળો થવા ગમે છે?

**૨ જો ચંડાળ**– એ તો બધું મારૂં મન લલચાવે છે. પણ રાજાને ખબર પડેતો પાલખીમાં બેસતા બેસતા કરકટીએ બેસવું પડે તો!

**વિલાસવતિ**– ભાઈઓ, તમો નિર્ધાસ્ત રેહો. તમારે માથે કાંઈપણ વિઘ્ન આવી પડશે નહિં. અમે તમને વચન આપીએ છીયે જે અમે તમારા રાજ્યની હદમાં કોઈ દાહાડો આવશું નહિં.

**૧ લો ચંડાળ**– ભાઈ, હાર લઈ લે, લઈ લે. એ આપણી હદમાં નહિ આવે એટલે જીવતો હોય તોયપણ મુવા જેવોજ થશે. લાવ હાર તે મારી પાશે. હવે જાવો તમો. જો તમારો દેખાવ ફરિથી નજરે નહિં પડે હો! નહિં તર અમારૂં માથું જશે. તમને કબૂલ છે ને!

**ચિત્રસેન**– ભાઈઓ, તમો જરા પણ બીહો નહિં. અમે અમારા પ્રાણ બચાવનારા તરફ કદીબી ઉલટા ચાલવાના નથી.

**૨ જો ચંડાળ**– પણ કબૂલ છે ને.

**૧ લો ચંડાળ**– કબૂલ છે ને! અમે જઈએ છીયે હો! જો કબૂલ છે ને!

**વિલાસવતિ**– હા. કબૂલ છે. જાઓ, જાઓ, સુખેથી જાઓ. પરમેશ્વર તમારૂં કલ્યાણ કરજો.

---

## પ્રવેશ ૩ જો.

સ્થલ-હસ્તનાપુર. જમના નદીનો કિનારો.

**પાત્ર.**—સુભદ્રા તથા તેની સાહેલીઓ.— ( નૌકાક્રીડન કરતી કરતી. )

સુભદ્રા તથા સાહેલીઓ.—

## ગરબી.

(દરીઆપે નાહાને આઈ—એ રાહ)

નદિકાંઠે નાહાવા ચાલો, પાણીની, સ્વચ્છતા ભાળો—નદિ૦—ટેક.

નદિ ઉછલે પવનથી ભારે, જલમોતી બીછાવે કીનારે,
નયનોની ઝળકને વધારે, જોબનને ખીલાવે સુધારે,

ઝુલ

હવે બંધ બદનના ખોલો,
નિત પાક જળે તમો શેલો,
દિલપાપ મેલ ધોઇલો,

કુદરતી બનાવટ જાણ, કરે ખુશી પ્રાણ, રંગ નીહાળો—પાણીની—૧

પુષ્પોનો સુગંધ ફેલાવે, હરિઆળી નજર લલચાવે,
ફળ મધુર વૃક્ષ ઝુલાવે, દિલમાંહે હર્ષ ઉપજાવે,

ઝુલ

જલ શીતલ પિવા મૃગ આવે,
બુલબુલ મંજુલ ગીત ગાવે,
કરી નૃત્ય મધુર દર્શાવે,

ઇશ્વરનો માની ઉપકાર, તજી અવિચાર, ધ્યાન તમે આલો—પાણીની—૧

(ગાતી ગાતી નદિ કિનારે ઉતરે છે. ત્યાં નારદ પ્રવેશ કરે છે.)

**નારદ**— આજે બહુ મોટી પર્વણી છે હો !

**સુભદ્રા**— તેથીજ હું આજે અહિં આવી છું. પણ સંકલ્પ કેહેનારો ગંગાપુજારી ક્યાં છે !

**નારદ**— તે આવે છે તે જુવો. (પુજારી પ્રવેશ કરે છે.) કયમરે અલ્યા, તું એટલીવાર ક્યાં હતો ? તારી વાટ જોઇ જોઈ સુભદ્રાબાઇ થાકી ગયા છે. તેની કાંઇ તારે લાજ !

**પુજારી**— શું કરૂં ! આજ્ઞા મળ્યાથી સર્વ પુજા સાહિત્ય આ છાબડીમાં રાખી દોડતો દોડતો આવતો હતો એવામાં એક મસ્ત બળદ મારા કુલાઉપર ભટ

દઇને મ્હોહું મારવાથી તટ દઇને બધો સામાન વેરાઇ ગયો. માટે બીજું સાહિત્ય લેવા ગયો તેથી વાર લાગી. નહિં તો ક્યાહરનોજ આવ્યો હોત.

**સુભદ્રા**– કાંઇ ચિંતા નહિં. મારે આજ ગંગાસ્નાન તથા પૂજા કરવી છે માટે સંકલ્પ કહો.

**પુજારી**– ઠીક છે બાઇસાહેબ. આતો મારા ફાયદાનું કામ છે. વારૂ, હાથમાં પાણી લો. (સાહેલીઓને) તમારે પણ નાહવું છે કે શું?

**૧ લી સાહેલી**– હા મહારાજ, અમારે નાહાવું છે.

**પુજારી**– લેવો ત્યારે, તમે પણ પાણી લેવો હાથમાં. નારદમુની, આજે દક્ષણાનો બહુ તડાકો પડશે હો! બન્ને હાથે લઇશ.

**૨ જી સાહેલી**– દક્ષણા પેહેલી કે છેહેલી! દક્ષણા સારૂ એટલા ઉતાવળા કેમ થયા છો?

**૩ જી સાહેલી**– બ્રાહ્મણનું ધ્યાન પૂજાઉપર રેહેતું નથી પણ દક્ષણા ઉપર રેહેછે.

**પુજારી**– ખરૂં કહ્યું બાઇસાહેબ. એવી પર્વણી કાંઇ દરરોજ આવે છે! કોઇ કાળે આવે છે. ને તે વખતે જો ગોર દક્ષણા ઉપર લક્ષ્ય નહિં આપે તો છોકરાં ઘેર ભુખે મરેને! વારૂ હાથમાં પાણી લીધું છે ને? સર્વેઓએ લીધું પાણી હાથમાં?.

**સુભદ્રા**– હા મહારાજ.

**પુજારી**–ત્યારે સાંભળો સંકલ્પ. ધ્યાન દઇને સાંભળો હો! આદ્ય નાટકપર્વણી નિમિત્યં, સર્વ નારીનર મનોરંજનાર્થં, શનિ બુધ વાસરે, સકળ પાપ ક્ષાલનાર્થં, ગંગાસ્નાનં તથા પૂજનહં કરિષ્યે. નાખી દો પાણી નીચે. કેમ નારદમુની, આજે બહુ તાહાડો પવન વેહેછે. સ્નાનને બદલે માર્જન કરે તો ચાલે કે નહિં?

**નારદ**– પ્રસંગોપાત સર્વ કાંઇ ચાલે.

**પુજારી**– ચાલો ત્યારે સુભદ્રાબાઇ, તમે માર્જન કરો.

**સુભદ્રા**– મહારાજ એમ નહિ ચાલે! અમારે તો સ્નાનજ કરવું છે. વાયુ ભક્ષણ કરવાથી જો પેટ ભરાતું હોત તો પછી કોઇ અન્ન નહિં ખાત.

**પુજારી**– વાઃ! બાઇસાહેબ, આપ ધર્માત્મા ખરા. સુભદ્રાબાઇ, આપ ત્યાં જાવો ત્યાં પાણી ઘણું નથી. નાહાવા ઠીક પડશે. (ત્યાં જાયછે.)

**૪ થી સાહેલી**– હવે પુજા ચલાવો ગોર મહારાજ.

**પુજારી**– બધા નાહી રહ્યા? હવે પુજા ચલાવો. હું બોલતો જાઉં તેમ તમે

કરતાં જજો હો! ભુલશો નહિ. ગંગાયાં સ્નાનં સમર્પયામિ. આ ફુલથી પાણી છાંટો. સ્નાનાંતરેણ ચંદનં, આ લેવો ચંદન, સમર્પયામિ, અક્ષતાર્થે એકેક તંદુલં સમર્પયામિ; પુષ્પાર્થે—ધત્તુરપુષ્પં સમર્પયામિ. ધુપ દિપાર્થે એક નાનકડો દિવાસળીનો કકડો સમર્પયામિ. નૈવેદ્યાર્થે—(ખોળે છે.)

**નારદ**– શું ખોળે છે?

**સુભદ્રા**–ખાંડ લાવવા ભુલી ગયા છો કે શું!

**પુજારી**–હા બાઇસાહેબ, ભુલી ગયો તો ખરો.

**નારદ**– ત્યારે હવે?

**પુજારી**–હવે શું! આપણી પાસે મંત્રની કયાં કમી છે. હુંબહ:, ચલાવો સુભદ્રાબાઇ,નૈવેદ્યાર્થે, ગાંમમાંના સર્વે હલવાઇની દુકાનો સમર્પયામિ. કયમ ઠીક છે ને?

**નારદ**–વાઃ પારકે નાણે તને વેહેપાર કરવાને ઠીક આવડે છે તો!

**પુજારી**– અરે, એતો અમારા બાપ દાદાથી વારસામાં આવેલો ધંધો. અમારૂંતો એજ હમેશનું કામ છે. તમને માત્ર આશ્ચર્ય લાગે છે. સુભદ્રાબાઇ, ગંગાને મહા દક્ષણા આલો.

**સુભદ્રા**– શું આલું મહારાજ?

**પુજારી**– જે તમારા ધ્યાનમાં આવશે તે. પણ આજે મોટી પર્વણી છે હો. પચીસ પચાસ મોહર હોય તો તે કાંઇ વધારે છે એમ નહિ કેહેવાય. તમારે-પણ પાંચ પાંચ મોહોર આપવી જોઇએ. હવે આરતી કરો. હવે ગોરની દક્ષણા!

**૧ લી સાહેલી**–શું! શું! શું!

**પુજારી**– ગોરની દક્ષણા બીજું શું મારૂં કપાળ!

**૨ જી સાહેલી**–સુભદ્રાબાઇ, દક્ષણાને અર્થે ગાંમમાંના સર્વે નાણાવટીની દુકાનોનું પાણી મુકાદો એટલે થયું! જેમ ગંગાને નૈવેદ્ય તેમ ગોરને દક્ષણા!

**પુજારી**– બાઇ, એનું મર્મ તમે જાણતા નથી. દેવ કાંઇ ખાય છે! અરે એ તો વાસનો માત્ર ધણી છે. જો દેવ ખાવા માંડે કેને તો પછી માણસ તેને ભોંયસંગનો એક દાણો પણ નહિં આપે. સમજયા. પછી ખાંડતો કયાંથી! બાઇઓ, આ વાત ઉપર તમારે વધારે ધ્યાન આપવું જોઇએ નાહિં. ગોરનું કર્મ ગોર જાણે. તમે મુગા મુગા દક્ષણા આપો ને સુખી થાઓ.

**સુભદ્રા**– ઠીક છે લેવો આ દક્ષણા.

**પુજારી**– હવે તમે વસ્ત્રાંતર કરી ઘેર જાવો. હું પણ ઘેર જાઉં છું. પરમેશ્વર તમારૂં કલ્યાણ કરજો. (જાયછે)

(વિલાસવતિ ચિત્રસેન સાથે પ્રવેશ કરી સુભદ્રાને પગે લાગે છે.)

**સુભદ્રા**– બાઈ, તમો કોણ છો ! આમ શું કરો છો ! ઉઠો ઉઠો ? આ શું ?

**વિલા૦**–હે મહા પ્રતાપી શૂરવીર અર્જુનની પ્રિયકાંતા, હે મહાવીરની માતા, હે શ્રી કૃષ્ણ ભગવાનની બહુ લાડકી બેહેન સુભદ્રાબાઇ, તમો ગરીબ લાચારને સદા સાહાય્ય આપનારી તથા તેનું કલ્યાણ કરનારી છો એવી તમારી કીર્તિ જગતમાં પ્રસિદ્ધ હોવાથી હું કરગરીને, અરે, બહુ નંમ્રતાથી તમારી પાસે એટલું માગી લઉં છું કે આ મારા નિરાશ્રિત પતીને જીવદાન આપી તમો મારૂં સૌભાગ્ય રક્ષણ કરો.

**નારદ**– આહાહા ! સુભદ્રાબાઇ શું તારૂં ભાગ્ય કે એવી મોટી પર્વણીને સમયે તને એક નિરાશ્રિત પ્રાણીને જીવદાન આપવાની એક તક મળી આવી છે ! આહાહા ! ધન્ય છે તને તું ખરી પુણ્યવાન એમાં કાંઇ સંદેહ નથી.

**સુભદ્રા**– પાત્ર તથા કાળ જોઇ દાન કરવું એમા વિશેષ પુણ્ય છે. તેમા જીવદાન જેવું વધારે પુણ્યદાયક બીજું કાંઇ દાન નથી. નારદમુની, આવી મોટી પર્વણીને દિવસે મને એવી તક મળી આવી છે તેથી હું મને ખરેખર ધન્ય માનું છું. બાઇ, લે આ વચન. તારા પતીને જીવદાન આપી તારૂં સૌભાગ્ય રક્ષણ કરૂં છું. સ્વસ્થ રેહે. ચિંતાનો ત્યાગ કર.

**ચિત્ર૦**– આ કૃત્ય આપના દિલની મોટાઇ જણાવે છે. સુભદ્રાબાઈ, આપના આ વચનથી હું આપનો બહુ આભાર માનું છું.

**નારદ**– આતો સર્વ ઠીક થયું. વચન આપ્યું તે ખરૂં. પણ પ્રથમ કાંઈ વિચાર કર્યો !

**સુભદ્રા**– એમાં તે વિચાર કરવા જેવું શું છે ! બળરામ તથા ભગવાન મારા પ્રિય ભાઇઓ છતાં તથા ભગવાનના પરમ મિત્ર તથા ભક્ત સવ્યસાચી પ્રતાપી અર્જુન મારા પ્રાણનાથ છતાં તથા ધર્મરાજ તથા મહા બળવાન નવનાગ સહસ્રબળી ભીમસેનં તથા નકુળ, સહદેવ મારા એક કરતા એક વધારે સરસ વીર એવા મારા જેઠ તથા દિયેર છતાં, હું એમને ભયંકર કૃત્તાંત કાળના પણ મોહોડામાંથી છોડાવીશ એવી હું શક્તિ રાખું છું.

**નારદ**– બાઈ તે બધું ખરૂં. પણ આ ચિત્રસેન ગંધર્વને દેહાંતદંડ કરવા ભગવાનેજ પ્રતિજ્ઞા કરી હોય તો !

**સુભદ્રા**– શું મારા પ્રિય ભાઈ શ્રી કૃષ્ણે પ્રતિજ્ઞા કરીછે ?

(વિચારમાં પડેછે.)

**વિલાસવતિ**– હા સુભદ્રાબાઈ. મારા પતીનો આપ બચાવ કરો ને આપનું જે નામ સુભદ્રા એટલે ભાગ્યશાલી તે સાચું કરી મને ચુડીદાન આપો.

**સુભદ્રા**– તું નિશ્ચિંત રેહે. ચિંતા કર નહિં. મારૂં વચન હું કદાપિ મિથ્યા થવા દઉં નહિં. કાળને અનુસરીને ઉપાય કરી મારૂં વચન હું સત્ય કરીશ. તું હવે તારા પતીસાથે મારી સખીઓ સંગાથે જા મારા મંદીરમાં. હું તને મારી નાની બેહેન તરિકે ગણીશ ને તારૂં સર્વે પ્રકારે પાળણ કરીશ. મારા આશ્રય તળે તમો દંપત્ય સુખી થશો.

(સખીઓ સાથ ચિત્રસેન તથા વિલાસવતિ જાય છે.)

**સુભદ્રા**– (સ્વગત) ચિત્રસેન ગંધર્વનું રક્ષણ કરવા વિષે વચન આપી હું ફસી પડી છું. પણ હવે મારે ઉપાય શો કરવો! મારા પતિ અર્જુન શીકારે ગયા છે. મારા મનમાં બહુ ચિંતા ઉત્પન્ન થઈ છે. ચિતા કરતા ચિંતા વધારે છે. કારણ કે તે વગર અગ્નીએ સજીવ દેહ બાળી શકે છે. આ ચિતા શરીરમાં પ્રવેશ કરી હવેથીજ તેને બાળી નાખે છે. એના પરિણામ વિષે હું દુઃખી થાઉં છું. મારી ખાત્રી છે કે મારી વાત મારા પ્રિયપતિ કદી અમાન્ય કરશે નહિ. પણ શ્રી કૃષ્ણ સાથે લડવા વિષેનું વચન હું એકદમ તેમની પાસે માગું તો કદાચ તેઓ નહિ આપશે. પણ તેટલા માટે હું તેમને જુઠું સમજાવી ઠગું તો કદીપણ નહિ; પણ ત્યારે હવે કરવું શું? જીવ બચાવવો એ મોટું પુણ્ય છે. તેમ પતીને ઠગવું એના જેવું વધારે મોટું બીજું કાંઈ પાપ નથી. એક ચિતા પછવાડે બીજી ચિતા મારા હૃદયમાં અગ્નિ સળગાવે છે. અરે, મારૂં મગજ ફરે છે! મને કાંઈ ભાન રેહેતું નથી. પરમેશ્વર, મારૂં શું થશે!

**નારદ**– ગરીબ બિચારી સુભદ્રા વચન આપી ફસી પડી છે. તે અત્યારથીજ ધ્રુજે છે? બાઇ, આમ કેમ કરો છો!

---

## પ્રવેશ ૪ થો.

સ્થલ—હસ્તનાપુર. વૈદ્યશાલા.

પાત્ર—વૈદ્યના શિષ્ય.

**૧ લો શિષ્ય**– આજે આપણા ગુરૂજી હજી આવ્યા કયમ નથી? માદાંમાદાં પડ્યા છે કે શું! જો એ માદાં પડ્યા હોય તો આપણને આજે છુટી મળશે ને મઝા પડશે.

**૨ જો શિષ્ય**– હા હા ઠીક કહ્યું. આ ગરમીના દાહાડામાં રમવા જઈશું!

**૧ લો શિ૦**– હા હા આપણે બધા જઈશું. ભાઈઓ, તમે હવડાથીજ પોથીઓ બંધ કરવા માંડો.

**૩ જો શિ૦**– મર ભૂત! એવીરીતે તો અભ્યાસ કેમ ચાલે! આજે દશ-વરશ થયા તને મુછ ઉગી છે ને દશ બાર છોકરાં થયાં છે તોપણ રાતદિન તારૂં ધ્યાન રમવામાં ને રમવામાંજ. એવી રીતે તું અભ્યાસ કરશે તો તારી બાયડીનું પેટ કોણ ભરશે!

**૧ લો શિ૦**– મારી બાયડીની ચિંતા તારે કે મારે! અરે, મારા બાવા દાદા જીવતા બેઠા છે ને? તે તેનું પેટ ભરશે.

**૩ જો શિ૦**– અરે પણ.—

**૧ લો શિ૦**– બેસ બકવા નહિંકર. ફરીથી મારી બાયડીનું નામ કાઢશે તો એક તમાચો મારી બે કાન વચે મુંડી કરી નાખીશ.

**૩ જો શિ૦**– મારે શું તારી બાયડીસાથે કામ છે. પણ હું તો તારા કલ્યાણની વાત કરૂં છું.

**૪ થો શિ૦**– અરે પણ ઊમરમાં આટલો બધો મોટો થયો છે. અને ઉંચાઈમાં તાડનો ભાઈ ત્રીજો ને ઉંટનો ભાઇ બીજો થયોછે માટે હવે તું આળસ છોડીદે ને ધ્યાન દઈ અભ્યાસ કરતો જા.

**૧ લો શિષ્ય**–અભ્યાસ શું કરૂં તારૂં કપાળ! વાચું, વાચું ને મોહોડે ચઢતું નથી. મોહોડે ચડેછે તો યાદ રેહેતું નથી. અને યાદ રાખુંછું તો કાલે પાછું બધું ભુલી જાઉંછું. ત્યારે હવે હું વાંક તે કોનો કાઢું? મારો કે મારા મગજનો કે મારા જ્ઞાનતુંતુઓનો કે મારા ગુરૂજીનો. આગલ પાઠ કરતો જાઉં તો પાછલનું સપાટ, થઇ જાયછે. આગલું પાઠ પાછલું સપાટ, પાછલું સપાટ આગલું પાઠ, એમ કરતા કરતા સર્વેજ સપાટ થઈ ગયું છે. શું કરૂં!

**૨ જો શિ૦**– મુવા તું ભણતો! પણ ભાઈ, આજે પુરા દશ વરસ થયાં હું જોયા કરૂંછું કે જે જે રોગી આપણા વૈદ્યરાજ પાસે આવ્યા કરેછે તેતે તેમના નામની પેઠે મુકતાજ આવિછે. ને આપણા ગુરૂજીને હાથે એક પણ રોગી સારો થયો નથી તે શું? શાને દવા આપેછે તો એકશો ને એક મરી જાય છે. એવા તો આપણા ગુરૂજીના ઓશડના પ્રતાપ છે.

**૫ મો શિ૦**– અરે, સુપ સુપ સુપ સુપ, ગુરૂજી આવ્યા ગુરૂજી આવ્યા.

(વૈદ્ય પ્રવેશ કરી શિષ્યને મારતો મારતો બેસી જાય છે.)

વૈદ્ય– કયમ આજે બધા શિષ્ય આવ્યા છે કે. ભગલો ક્યાં છે? કાલની પેઠે આજે પણ આવવાનો નથી કે શું!

૪ થો શિ૦– પડોશીને ત્યાં જમવા ગયો હતો તેથી કરી વાર લાગી હશે.

૧લો શિ૦– જમવા કાં ગયો?

૨ જો શિ૦– ભુખ લાગી તેથી. મુરખા, એટલું પણ જાંણતો નથી!

૩ જો શિ૦– પણ ગુરૂજી, આપણે જમવાને માટે જીવીએ છૈયે કે જીવવાને માટે જમીએ છૈયે?

વૈદ્ય– તું સત્ય કેહેછે. જીવવાને માટે જમવું જોઇએ છે. પણ એતો આંધળીનો જમવા માટેજ જીવે છે.

૧ લો શિ૦– ઠીક ત્યારે ગુરૂજી. જમવાનું તમે હવે છોડીજ દો અને દાચું વકાશીને હવા ખાયા કરો એટલે તમો જીવશો.

વૈદ્ય– હવે તે આવશે. તમે તમારો અભ્યાસ ચલાવો. ગોખ્યા કરો.

સર્વ–

## શ્લોક.

(મંદાક્રાંતા છંદ)

મંદં મંદં, શિથિળ શિથિળં વ્યાકુળં વ્યાકુલં વા,
સ્થિત્વા, સ્થિત્વા, વહતિ ધમની યાતિ નાશંચ સૂક્ષ્મા,
નિત્યં સ્કંધે સ્ફુરતિ પુનરપ્યંગુલી સંસ્પૃશે દ્વા,
ભાવૈરેવં બહુવિધતરૈઃ સન્નિપાતાદસાધ્યા. ॥ ૧ ॥

૧ લો શિ૦– ગુરૂજી, અં અં અં અં આ શું છે! આ શ્લોકના અર્થની કાંઇ સમજણ પડતી નથી તે કૃપા કરી સમજાવશો?

વૈદ્ય– મુગો મુગો ગોખ્યા કરને! અર્થ સાથે તારે શું કરવું છે?

૨ જો શિ૦– અર્થવિના અધ્યયન શું કામનું!

૩ જો શિ૦– ખરૂં ભાઇ. એતો ગધેડાની પીઠઉપર ખાંડની ગુણ જેવું થઇ પડશે.

વૈદ્ય– પણ એમ થશે તો તેનો ભાર ગધેડાની પીઠ ઉપર પડશે તારાઉપર તો પડવાનો નથી. તમો તમારૂં કામ આગળ ચલાવો. બસ વધારે બોલો નહિં. હું કાંઇ ગધેડો નથી કે તમને અર્થ સમજાવવાની માથા ફોડ કર્યા કરૂં. (સ્વગત) વ્યાકરણ ભણ્યો હોઉં તો સમજાઉંને! (ખુલ્લી રીતે) ચલાવો તમારૂં કામ. આગળ ચલાવો.

૧ લો શિ૦–શું ચલાવે! કાંઈ સમજણ પડતી નથી ને આગળ શું ચલાવે? (સ્વગત) ગધેડા બનેલા ગુરૂજીને આગળ ચલાવીએ!

વૈદ્ય– વારૂં, લાવ તે શ્લોક જોવાદે મને. અરે, પણ આજે ચશ્મા લાવા ભુલી ગયો છું. કાંઈ ચિંતા નહિં. અર્થ કાલે સમજાવીશ. (સ્વગત) રાંડના તો ઈજ્જત લે છે.

૨ જો શિ૦– ચશ્મા તો ગુરૂજી, આપના નાકઉપરજ બીરાજે છેને! ચશ્માનું બહાનું શું કરો છો?

વૈદ્ય–તમો છોકરાવો ગુરૂજીની ફજીતી કરવાના કામમાં બહુ કુશળ છો. વારૂ કાંઈ ચિંતા નહિ. પાઠ ગોખ્યા કરો. (એક હજામ પ્રવેશ કરેછે.)

હજામ– હાય હાય હાય! વૈ વૈ વૈ વૈ! વૈદ્યરાજ, મરી ગયો! વૈદ્યરાજ, મરી ગયો!

વૈદ્ય–રાંડના, વૈદ્યના નામની કેમ પોક મુકેછે? તારા દાદાના નામનીજ મુકને!

હજામ– વૈદ્યરાજ, હમણાંજ મગનભાઈની હજામત કરતા અસ્ત્રો હાતમાથી છટકી જવાથી તેના નાકઉપર પડયો. જેથી તેનું જરા નાક કપાઈ ગયું. તેથી તેણે મને જોરથી એક ધબ્બો માર્યો તેથી અસ્ત્રાવડે આ મારી આંગળીમાં જખમ પડયો છે.

વૈદ્ય– ધબ્બો માર્યો તે ઠીકજ માર્યો. હજામત કરવાનું કામ કાંઈ નાનુંસુનું છે! એ તો શસ્ત્રવિદ્યાનું કામ છે. તને શસ્ત્ર પકડવાને નહિં આવડતું હોય તો તું શસ્ત્રવિદ્યા ભણવા મારી પાસે કયમ નહિં આવ્યો અથવા હજામત કરવાના કામમાં મારી મદત કયમ નહિં લિધી? લાવ તારો અસ્ત્રો.

૧ લો શિષ્ય– ગુરૂજી, વૈદ્યના ધંધાઉપરથી હવે હજામ થવા કયાં ચાલ્યા?

હજામ– અરે મહારાજ, મારી ગરીબની મશ્કરી મા કરો. હું મરી જાઉંછું.

વૈદ્ય– જોઉં જોઉં તારો હાથ!

૨ જો શિષ્ય– ગુરૂજી, એ હજામને અડકો નહિં. ફરીથી નાહાવાની પંચાતી થશે.

વૈદ્ય– ભાઈ, વૈદ્યને તેમ ચાલે નહિં. હજામ, ઘેડ, અભડાએલી સર્વેઓને મારે અડકવું પડે છે. વૈદ્યને તેનો કાંઈ દોષ નથી. (આંગળા જોઈ) અરે આતો બધું લોહી લોહી થઈ ગયું છે. ભગલા, લાવરે તે નસતર. એની આંખથી થોડું લોહી કાંહાડીશ તો આંગળી ઉપર લોહી ઓછું થઈ બંધ પડશે. લાવ મારૂં બવાજમ પેહલા આપ.

**હજામ**— અરે સાહેબ, મારી પાસે પૈસા ક્યાં છે? સવારે બેજ માથા બોડયાં છે. હું ગરીબ છું. મહારાજ, મારા ઉપર દયા કરો.

**વૈદ્ય**— કયમરે ચેબા! આતો ચોબો ભારી પડયો?

**૧ લો શિષ્ય**— શું કરવા ભારી પડવા દોછો! તમારા લવાજમને પેટ એની ધોપટી લઈ લોને!

**૨ જો શિષ્ય**— મહારાજ, એ ગરીબ પાસેથી તે તમારે શું લેવું. જવાદો એને.

**વૈદ્ય**— મૂઢ, તું શું સમજે. વૈદ્ય જો એમ કરે તો પછી તેના છોકરા ભુખે નહિં મરે! વારૂ આવતી કાલે સવારે મારી હજામત મફત કરવા આવજે!

**હજામ**— વારૂં મહારાજ હું આવીશ કાલે. મુવો તું વૈદ્યનો થતો! (જાયછે.)

**૧ લો શિષ્ય**— મહારાજ, હજામને પણ તમો છોડો નહિં.

**વૈદ્ય**— આંધળા, વૈદ્ય કાંઈ ધર્મ કરવા બેઠા છે?

**૩ જો શિષ્ય**— પણ એક હજામતમાં તો શું મળ્યું? વૈદ્યનું પેટ તો સદા મોટું રેહેવું જોઇએ.

**વૈદ્ય**—વૈદ્યનું પેટ તો સદાજ મોટું રેહે છે. કારણ કે તે બબ્બે હાથે જમે છે. એક તો જો રોગી સારો થાય તો સારી પેઠે ખાય ને ખાય ને કદાચ તે મરી જાય તો તેનું મુડદું મસાણમાં પોચ્યું નહિં તેની આગળ વૈદ્યના લવાજમના પૈસા તેના ગજવામાં જાય.

**૧ લો શિષ્ય**— ઠીક ઠીક. વર મરે કે વહુ મરે પણ ગોર તરે ને દક્ષણા લે! મહારાજ, જખમનું તો ઓશડ જાણ્યું. પણ કોઈ મનુષ્ય તાવથી મરતું હોય તો તેને શું ઓશડ આપવું?

**૩ જો શિષ્ય**— જેને તાવ આવતો હોય તેને સનામખીનો જુલાબ આપવો એટલે પરસેવો છુટી તાવ નિકલી જશે.

**૧ લો શિષ્ય**— અરે એમ નહિં. એમ નહિં. જમાલગોટા ને રેવંચીનો એક મજબુત જુલાબ આપવો જોઇએ. બરાબર છે ને ગુરૂજી?

**વૈદ્ય**— ઠીક ઠીક ઠીક કહ્યું. આવા વૈદ્ય જો થોડાજ હોય તો આખા ગામને મારી નાખવાને પુરતા છે. અરે, એવા ઓશડથી કંઇ તાવ જાય! એને તો તાહાડા પાણીમાં બેસાડવું જોઈએ.

**૧ લો શિષ્ય**— ઠીક ગુરૂજી. એટલે વેહેલો તાડો પડી જાય.

**વૈદ્ય**— તો તેમાં તારૂં શું જાય! તાડો પડે તો તાવ છૂટે નકર પીડા મટે.

**૨ જો શિષ્ય**– ત્યારે શું વૈદ્ય માણસને ઓશડ આપે છે તે શું તેને મારવા આપે છે કે જીવાડવા આપે છે ?

વૈદ્ય– મૂઢ, તું કાંઈ સમજતો નથી. જો વૈદ્ય માણસને જીવાડે તો તે પોતેજ કયમ મરે! અરે, હજારો માણસને જે વૈદ્ય ઠાર કરે તેજ વૈદ્ય પાકો ને હુશાર કેહેવાય ! સમજ્યો.

**૧ લો શિ૦** વૈદ્યરાજ, આ શ્લોકમાં દુગ્ધં, દુગ્ધા દોગધા પુષ્ટિકારકં લખ્યુંછે તે શું હશે વારૂ ?

**૩ જો શિ૦**– અરે, દોગધા નહિં પણ દુગ્ધં એટલે દુધ એ પુષ્ટિકારકં એટલે બળ આપનારૂં છે,

વૈદ્ય– મેર રાંડના. આજ બાર વર્ષ થયા તું વૈદ્ય શાસ્ત્ર ભણેછે તોપણ તું એનો અર્થ નથી જાણતો !

**૧ લો શિ૦**– નહિં મહારાજ. એમાં દુગ્ધં નથી લખ્યું પણ "દો ગધ્ધા પુષ્ટ" એટલે બે જાડા ગધેડા એમ લખેલું છે. તે કોણ છે એ હું જાણતો નથી.

વૈદ્ય–મૂઢ, એટલું પણ તું નથી જાણતો ! લે ત્યારે જાણી લે. એક તો તું ગધેડો ને બીજો તો હું. બીજું શું કહું તારૂં કપાળ !

**૧ લો શિ૦**– પણ મહારાજ, આપણને પુછડાં કયાં છે? પુછડાં વગરના ગધેડા મેં તો આજેજ સાંભળ્યા.

વૈદ્ય– અરે, નવાઈ એજ છે તો ! વગર પુછડાંના ગધેડા ગામમાં કાંઈ થોડાં છે. તેમાનો તું એક ને બીજો હું. હવે કાંઈ વધારે પુછવું છે ?

**૨ જો શિ૦**– નહિં રે મહારાજ. તમારી અક્કલની તો હદ થઈ. માણસને પણ ગધેડો બનાવવા વૈદ્યને વાર લાગતી નથી.

(સુભદ્રાનો સેવક પ્રવેશ કરેછે.)

**સેવક**– વૈદ્યરાજ, સુભદ્રાબાઈ ઘણા માંદાં થયાછે. તમને તેડવા આવ્યો છું.

**વૈદ્ય**– શું, સુભદ્રાબાઈ માંદાં થયાછે ? આલ મારી સાથે. દોડ વેહેલા.

---

## પ્રવેશ ૫ મો.

સ્થલ—સુભદ્રાનું અંતઃપુર.

પાત્ર—સુભદ્રા ને કુન્તિ (સુભદ્રાની સાસુ)

**સુભદ્રા**– સાસુજી, મારા જીવમાં શું થાયછે તેની મને કાંઈ સમજણ પડતી નથી.

**કુન્તિ**– મારી વાહાલી સુભદ્રા, તારો પતિ શિકારથી હમણાં આવતો હશે. દેહદુઃખ સઉને માથે પડેછે. તું ધીર ધર. હળવે હળવે તને આરામ થશે.

**સુભદ્રા**– સાસુજી, આ મારો રોગ ઓશડથી મટે એવો નથી. કારણ કે તે ચિંતાથી ઉપ્તન્ન થયો છે. મારી ચિંતા જો દૂર થાય તોજ મારી સ્થિતિ સુધરશે. ને તે ચિંતા મારા પતિવિના બીજો કોઈ દૂર કરી શકશે એમ લાગતું નથી.

(વૈદ્ય પ્રવેશ કરેછે.)

**કુન્તિ**– વૈદ્યરાજ, જુઓ. આ શી સુભદ્રાની દશા !

**વૈદ્ય**– રાજ માતાજી, આજેજ વૈદ્યશાસ્ત્રના સઘળાં પુસ્તકો મેં ઉથળ પાથળ કર્યાં. એક ઠેકાણે માત્ર સુભદ્રાબાઇને જેવા ચિન્હો ક્ષાય છે તેવાંજ તેમાં મારા જોવામાં આવ્યાં છે.

**કુન્તિ**– મૃત્યુના પણ હાથમાંથી તમો મનુષ્યને છોડાવી શકો એવી તમારી કીર્તિ જગત્પ્રસિદ્ધ છે.

**વૈદ્ય**– એતો તમે લાયકી બોલોછો. પૃથ્વી માત મારી લાજ રક્ષણ કરે છે. ભલા ભલા રોગ મેં મટાડયા છે. તો આનો શો ભાર છે. (સ્વગત) ધંટાનાં ચૌદશી વૈદ્યને ઘેર એકાદશી. ધંટં ધંટા. ઘણ ઘણુ ધંટા !

**સુભદ્રા**– તમે ગમે તે કરશો તોપણ તમારા ઓશડની જરાપણ અસર મારા રોગઉપર થવાની નથી. અરે, મારો જીવ બહુ વ્યાકુળ થાયછે !

(અર્જુન પ્રવેશ કરેછે)

**અર્જુન**– પ્રિયા, શું છે ? વૈદ્યને કયમ બોલાવ્યા ? ત્રણજ દિવસ મને જવાને થયાછે. તને શું થાયછે ? માતાજી, શું છે ? જરા કહોતો ખરા.

**સુભદ્રા**– મારા પ્રાણાધાર, મારા જીવન હાર, તમે ગભરાશો નહિં ? મને દેહરોગ કાંઇ નથી. મારે માટે તમો તમારા જીવને ચિંતામાં શા માટે મુકોછો?

**કુન્તિ**– સુભદ્રાની અવસ્થાઉપરથી મને એમજ લાગેછે ? કે એના મનઉપર કાંઈ ભારે ચિંતા એ·ઘર કર્યું છે.

**અર્જુન**– ચિંતા ? શાની ચિંતા ? તારા જેવી પ્રિયાને ચિંતા કરવાનું શું કારણ ? જાંહાં સુધી તારે માથે તારો પતી અર્જુન-છે તાંહાં સુધી તને ચિંતા કેવી ! કેહે મને, કે તરત તેનો ઉપાય કરૂં. દુઃખી શામાટે થાયછે !

**વૈદ્ય**– બા સાહેબ, ઝટ કહીદો એટલે કે ગટ દઈ એમને ગળે ઉતરી જાય.

**સુભદ્રા**– શું કહું વૈદ્યરાજ. કાંઈ શરીરરોગ હોય તો કહું. મનના રોંગને તમે શું કરશો.

**વૈદ્ય**– એમ છે કે ? ત્યારે તો હું ઘેર જઇ પોથી જોઇને પાછો આવું છું, (જાયછે)

**અર્જુન**– આ રોગને પણ કાંઇ ઉપાય તો હોવોજ જોઇએ. પ્રિયા, તારો-જીવ મારા જીવ કરતા મને વધારે પ્યારો છે. માટે તારા મનમાં તારે કશી પ્રકારની શંકા નહિં આણવી. તારી ચિંતાનું કારણ મને કહી દે એટલે હું તે વિષેની યોજના કરૂં.

**કુન્તિ**– હા પુત્રી. કહ્યાવીના સમજણ કયમ પડે.

**સુભદ્રા**– મારાપ્રાણ, મારી પૂર્ણ ખાત્રી છે કે આપ મારી ચિંતા મટાડવાને સમર્થ છો; પણ મારી ચિંતા દૂર કરવા જતાં આપ ચિંતામાં પડી જશો તેથી હું કેહેવાને આનાકાની કરૂંછું. મારા જીવને દુઃખ થાયતો ભલે, પણ મારા પ્રિય-પતીનો એક વાળ વાંકો થાય તો મારો પ્રાંણ કાહાડી નાખું. સ્ત્રીનું જીવતર પોતાના પતીકરતાં વીશેષ નથી. અરે, હું જો ચિત્રસેનને વચન નહિં આપત તો આ સંકટ મારાઉપર આવી નહિં પડત.

**અર્જુન**– ચિત્રસેનને તેં વચન આપ્યું ? શું વચન આપ્યું? કંઇ ભય રાખ નહિં. તારૂં આપેલું વચન ડાહાપણથી ખાલી ન હોય, માટે પ્રિયા, તેં આપેલું વચન મેંજ આપ્યું છે એમ તારે ગણવું. તારૂં વચન પરિપૂર્ણ કરવા હું સમર્થ છું પણ એ તારી અવસ્થા જોવાને હું સમર્થ નથી.

**સુભદ્રા**– પ્રાણનાથ, હું તો ચિત્રસેનને વચન આપી ઠગાઈ ગઈ છું. પણ તમોને ઠગવાનું કારણ હું નહિ થઈ પડું, કારણ એ કામમાં ભગવાન સાથે વૈર બાંધવું પડશે.

**અર્જુન**– એટલુંજ ને ! તે વિષે તું નિરાંત રેહે. ભગવાન સાથે વૈર બાંધવું પડશે તો બાંધીશ પણ તને જીવાડીશ.

**સુભદ્રા**– મારા પ્રાણ, ભગવાન સાથે વૈર બાંધવું પડશે એટલુંજ નહિં પણ એમની સાથ આપને લડવું પડશે તેથી મને બહુ ખેદ થાયછે.

**કુન્તિ**– પુત્રી, તું આમ શું કરેછે ? કહી દેને. અમસ્તી દુઃખી શા સારૂ થાય છે?

**સુભદ્રા**– પ્રાણપતિ, શ્રીકૃષ્ણ ભગવાને ચિત્રસેન ગંધર્વને દેહાંતદંડ કરવાને માટે પ્રતિજ્ઞા કરી છે, માટે આપને હવે જે કરવું ઘટારત દિસે તે કરો.

**અર્જુન**–સુભદ્રા, તું ડર નહિં. તું બીહી મા. હું ચિત્રસેનનું રક્ષણ કરૂંછું. પણ ચિત્રસેન કયાં છે ?

**કુન્તિ**– પુત્ર, ચિત્રસેન તો આપણા મંદીરમાં છે. દાસી, તેને તેડી લાવ.

( દાસી જાયછે ને ચિત્રસેનને લઈ પ્રવેશ કરેછે )

**અર્જુન**– ચિત્રસેન, કેહે તું મને કે ભગવાને તને મારવાની જે પ્રતિજ્ઞા કરીછે તે શા માટે ?

**ચિત્રસેન**– ગાલ્વ ઋષીનો મારેથી થએલા અપરાધને માટે. હે પરદુઃખ ભંજન કરનારા મહા પરાક્રમી અર્જુન, મારો અપરાધ એટલોજ કે વિમાનમાં બેસી જતા જતા ઉપરથી મેં ઉચ્છિષ્ટ તામ્બૂલ નીચે નાખી દિધું તે અચાનક ગાલ્વ ઋષીની અંજળીમાં પડયું, તેથી ગાલ્વ ઋષીની ફરિઆદ ઉપરથી ભગવાને આ પ્રતિજ્ઞા કરી છે.

**અર્જુન**– આ તો ધર્મનું રક્ષણ કરવાને માટે ભગવાને પ્રતિજ્ઞા કરી છે. ચિત્રસેન, તારૂં રક્ષણ કરવું બહુ કઠણ છે. મારા ઉપર જેણે અગણીત ઉપકાર કિધા છે તેનાઉપર મારો હાથ કયમ ચાલે ! આ વચનથી હું ફસી પડયો છું.

સુભદ્રા– હવે આ શું ! વિચાર તે શાનો ?

**અર્જુન**– વિચાર કરવા યોગ્ય કામ છે માટે વિચારમાં પડયો છું. પણ તું એમ નહિં સમજ કે મારૂં વચન મિથ્યા થશે. મારૂં સર્વ સુખ ખોઈ દઉં, મારૂં રાજ્ય છોડી દઉં, યુદ્ધમાં મારો પ્રાણ તજી દઉં, પણ આ અર્જુન પોતાના વચનથી જુઠો પડી જાય એમ કદી પણ થવા નહિં દઉં. મારા પરમ મિત્રસાથે મારે લડવું પડશે તેથીજ મને ખેદ થાયછે.

**ચિત્રસેન**– મહારાજ, તમો મારે માટે ખેદ પામો મા. પ્રાણીમાત્રને એકવાર મરવું સરજેલું છે. માટે મનેજ મરવા દો. તમો સંકટમાં નહિં પડો. કારણ કે ભગવાન સાથે યુદ્ધ કરી જય પામવું એ બહુ કઠીણ છે.

**અર્જુન**– તે હું જાણું છું. યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધંધો તથા ધર્મ છે. બીજા કારણોથી મરવું તે કરતા વચનની સત્યતા પાળવાના કામમાં યુદ્ધ કરતા રણભૂમી ઉપર મરણ પામવું એજ સર્વ ક્ષત્રિઓને ઘટારત છે. માટે ચાલ તું મારી સાથે, મારૂં પરાક્રમ જોવાની તારી ઈચ્છા હોય તો.

**ચિત્રસેન**– હું આપને બનતી સાહાય્ય આપીશ અને મારો ક્ષત્રિયનો ધર્મ પ્રકાશિત કરીશ. ઈશ્વર તમને સાહાય્ય થાવો.

**કુન્તિ**– મારા પુત્ર, મારા આશિર્વાદથી તને જય પ્રાપ્ત થજો.

**સુભદ્રા**– પરમેશ્વર કરે ને આ ભાંજગડનો અંત આવે તથા સમાધાની થાય ને મારૂં સૌભાગ્ય અચળ રેહે. એકતો મારા પતિ અને બીજો તો મારો

ભાઈ છે. એ બેઉ મારી આંખો સુરક્ષિત રહી સંતોષથી પાછા વળે તેવું કરવાને, હે પરમેશ્વર, હું તને કરગરીને વિનંતિ કરૂં છું.

**અર્જુન**– અરે, સેનાપતીને જઈને કેહે કે હમણાંજ એક વિશાળ અને બલવાન સેના સિદ્ધ કરે. (જાયછે)

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થલ—રણ ભૂમિ.

પાત્ર—શ્રીકૃષ્ણ તથા તેનો સેનાપતિ તથા સૈન્ય. તથા અર્જુન ને તેનું સૈન્ય.

**શ્રીકૃષ્ણનો સેનાપતિ**– હો હો હો ! આ કેટલું બધું અર્જુનનું સૈન્ય ! સઘલો માર્ગ કેવો ઉભરાઈ ગયોછે !

**શ્રીકૃષ્ણ**– ખરૂં કહોછો સેનાપતિ. પણ મારા શૂરવીર યોદ્ધાઓ, તમો શત્રુનો સૈન્યસમુદ્ર જોઇ ગભરાઓ મા. ડરશો નહિં. ધૈર્ય ધરો. મારો શત્રુ જે અર્જુન તે સવ્યસાચી હોવાથી એની સાથે બાણયુદ્ધમાં તમો જય પામશો એમ મને લાગતું નથી. માટે તમો કાંઇ પણ શંકા મનમાં નહિં આણતાં અથવા પોતાની જીવની પણ કાંઈબી દરકાર નહિં કરતા, બસ તમો એકદમ એના ઉપર તુટી પડો. માર મારો અથવા મરો પણ પાછા ફરો નહિં મારા રણધીરો, ચાલો, સિદ્ધ થાઓ, નિશાણ ઓલો, રણવાદ્ય વગાડવા શરૂ કરો ને એક સંપથી શત્રૂના સૈન્યઉપર હુમલો કરી તેના સર્વ સૈન્યની ધૂળ ધાણી કરી નાખો.

(અર્જુન તથા તેનું સૈન્ય પ્રવેશ કરેછે)

**અર્જુન**– મારા રણધીરો, શ્રીભગવાને પોતેજ જે આપણને યુદ્ધકલા તથા શકિત આપી છે તે કલા તથા બળ પૂર્ણ રીતે પ્રદર્શિત કરવાને અર્થે આપણે પોતાનું હસ્તકૌશલ્ય દર્શાવી એમની થોડી ઘણી સેવા કરીએ. ચાલો. મારા વિશ્વાસુ રણશૂરો, સજ્જ કરો તમારા વિજયી ધનુષ્ય ને તમારા અચુક સંધાનથી બાણની વૃષ્ટિ કરી ભગવાનના સૈન્યનો પરાજય કરો. ને તેમના દયાળુ હૃદયને સંતોષ પમાડો. લડો મારા શૂર યોદ્ધાઓ. લડો.

(ભગવાનનું સુદર્શન, અર્જુનને મહાદેવે આપેલા પાશુપતાસ્ત્રનો પરાજય કરેછે. એ વાત નારદ મહાદેવને કહીને તેને રણભૂમી ઉપર લઈ આવેછે)

**મહાદેવ**— ખમા, ખમા. તું હવે કયાંથી પ્રગટ થયો ! અરે, જે વખતે કાલકુટ વિષ સમુદ્રમંથન કરતી વેળાએ ઉત્પન્ન થયું તે વેળાએ કયાં ગઈ હતી તારી શકિત ? કયાં ગયું તું તારૂં પરાક્રમ ? તેં કયમ નહિં તે વિષ પ્રાશન કર્યું ? હવે તું કોણ મારા ભકતને ત્રાસ પમાડનારો ! જો આ ત્રિશૂળ આગલ તારૂં સુદર્શન શી શકિત ધરાવે છે !

(ત્રિશૂળ ભોકવા જાયછે, ભગવાન સુદર્શન ઉગામે છે. એવામાં બ્રહ્મદેવ પ્રવેશ કરેછે.)

**બ્રહ્મદેવ**— અરે અરે અરે, આ શું કરોછો ! આ શો યુદ્ધપ્રસંગ ! હે સર્વ સૃષ્ટીના સારાને માટે સંહાર કરનારા સકલ દેવના દેવ મહાદેવ, હે વિશ્વવ્યાપક, ચિત્તચાલક લક્ષ્મીકાંત પ્રભુ શ્રીકૃષ્ણ ભગવાન, તમો બન્ને વિશ્વમંદિરના આધાર રૂપ સ્તંભ એક બીજા સાથે જો એવી રીતે અથડી પડો તો મારૂં વિશ્વમંદિર સુરક્ષિત કયમ રેહેશે ? ને મારો સૃષ્ટિક્રમ નિર્વિઘ્ન તથા નિર્ભય કેવી રીતે ચાલશે ? મહારાજ, શાંત થાઓ, શાન્ત થાઓ. આ શો પ્રકાર ! ભગવાન, આપ વિચાર કરો કે આપ કોની સાથે લડવા ઉભા થયા છો ? આપના પરમ ભકત જે અર્જુન તેને શું આપ મારવા માગો છો ? તેમજ આ આપનો વિરોધી ભક્ત ચિત્રસેન એને મારવાની ઇચ્છા મનમાં ધારણ કરી ભકતવત્સલ જે આપનું નામ તેને લાંછન લગાડો છો ? મહારાજ, આપ પૂર્ણ જ્ઞાનની મૂર્તી છો. આપને કૃપાઘન કરી કેહે છે. માટે આપ આપના ભકતઉપર દયાના પર્જન્યનો વર્ષાવ કરી એમના મનનો સંતાપ દૂર કરો.

**શ્રીકૃષ્ણ**— મારા પરમ ભકત—

(અર્જુન દોડતો જઈ ભગવાનને પગે લાગેછે. પછી ઘુંટણે બેસી)

**અર્જુન**—

## શ્લોક.

(શાર્દૂલ વિક્રીડિત છંદ.)

મત્પ્રાણાંત થવો ત્વદીય મનમાં જો એવું નિશ્ચે વસે,
તો રક્ષા કરવે સમર્થ જગમાં ના વીર કોઈ દિસે,
આ તારો પ્રભુ સર્વ એજ કરવા ભકતપ્રતિજ્ઞા ખરી,
રક્ષે કિન્નરરાજ સાથ મુજને ક્ષાંતી દયાર્થે કરી.

શ્રીકૃષ્ણ—

શ્લોક.

(વસંતતિલકા છંદ.)

નિસ્તેજ તારૂં મુખ આ મુજને રિબાવે,
પ્રેમાશ્રુ તેમ નયને અનિવાર લાવે,
સંતુષ્ટ મન્મન કરે તવ યુદ્ધસેવા,
ભુખ્યો છું અર્જુન હવે તુજ ભેટ લેવા.

(ભગવાન અર્જુનને ભેટે છે.)

**ચિત્રસેન**— (ધુંટણે બેસી) હે ભગવાન, નિશ્ચય તમારી દયા અપાર છે. પ્રભુ તમે જો મને ખરેખર મારવા ધાર્યું હોત તો મારો બચાવ કોનાથી પણ નહિ થાત. ખરેખર તમો ભક્તવત્સલ છો. ભગવાન, મેં તમને બહુ શ્રમ દિધો. તેની મને ક્ષમા કરો.

**શ્રીકૃષ્ણ**— ચિત્રસેન, સાંભળ. ભક્તિ નવવિધ કરી કેહેવાય છે. પણ તેમાં મુખ્ય ભક્તિ બે પ્રકારની છે. એક સાત્વિક ભક્તિ ને બાજી વિરોધ ભક્તિ. પણ એ બન્ને પ્રકારના ભક્ત મને એક સરખાજ પ્રિય છે. વિરોધી ભક્તનું બાહારનું આચરણ સાત્વિક ભક્તિ કરનારાઓના આચરણથી બહુ ભિન્ન જોવામાં આવેછે ખરૂં. પણ બન્નેના મનમાં મુક્તિજ પ્રાપ્ત થવાનો ઉદ્દેશ એકજ હોય છે તેથી કરી અંતે તેમના મનની એકજ પ્રકારની સ્થિતિ થાય છે. સાત્વિક ભક્તનૂં મન પ્રીતીથી ઇશ્વરસ્વરૂપે તલ્લીન થાય છે તેમ વિરોધી ભક્તનું પણ મન ભયથી તેજ સ્થિતીએ પામે છે. માટે હે મારા વિરોધી ભક્ત ચિત્રસેન, આ સમયે તું પણ મને ભેટવા પાત્ર થયો છે. દોડ, મને ભેટી લે.

(ચિત્રસેનને ભેટે છે.)

**વિલાસવતિ**— (પ્રવેશ કરી તથા ધુંટણે બેસી) ભગવાન, આપે અમારા જીવ ઉગાર્યા તેથી હું આપનો બહુ ઉપકાર માનું છું. પણ મારા મૃત્યુ પામેલા પુત્રને સજીવન કરી આપની પ્રસન્નતાનો પૂર્ણ ભાવ આ સમયે પ્રસિદ્ધ કરો એવી મારી વિનંતિ છે.

**શ્રીકૃષ્ણ**— હે સતિ, તેં જો તારૂં પતિવ્રતપણું જાળવ્યું હોય તો તેના પુણ્યથી તારો પુત્ર તને પ્રાપ્ત થજો.

(સ્વર્ગમાંથી પુત્ર આવી મા બાપને ભેટેછે)

**સર્વ**— જય જય ગોપાલ કૃષ્ણનો જય થજો.

**શ્રીકૃષ્ણ**– ચિત્રસેન, જા તું હવે તારી સ્ત્રી તથા પુત્ર સાથે તારી ગંધર્વપુરીમાં. અને ત્યાં સુખેથી રાજ્ય કર. તારો પુત્ર તારૂં રાજ્ય ચલાવવા સમર્થ થાય ત્યાં સુધી તારે રાજ્ય સુખનો અનુભવ લેવો. પછી હું તને યોગ્ય વેળાએ મુક્તિપદ પ્રાપ્ત થાય એમ કરીશ. તમ સર્વેઓનું કલ્યાણ થાઓ.

**સર્વ**– કુંજવિહારી રાધાકૃષ્ણનો જય, જય, જય.



( છેલવેહેલે ગાવાનુ ગાયન. )

**ટપ્પો.**

( રાગ કાલિંગડો. )

રહે ભરોસે પ્રભુના નામને,
લે સાધી તારા હિતકામને.—રહે૦-ટેક.
અવર કદી ન કોઈ પ્રભુવણ તારે,
ધન ધન તે સુખધામને.—રહે૦-૧